પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રીનું

# જીવનદર્શન





પુરુષોત્તમદાસ છ. શાહ

પ્રો. મણિલાલ ગણપતરામ શાસ્ત્રીનું

# જીવનદર્શન

લેખક :

શ્રી. પુરુષોત્તમદાસ છગનલાલ શાહ

એમ. એ.; એસ. ટી. સી.

મોડાસા.

કીમત ૩ આના

# આમુખ

ગો. વા. પૂજ્ય શાસ્ત્રીજી મગનલાલનું જીવન પ્રકટ કરતાં મને કંઇક ખેદ અને આનંદ થાય છે. એક વખત પાટણમાં શાસ્ત્રીજીના પુણ્ય દર્શનનો–ઝાંખીનો લાભ મને મલ્યો હતો, તે વખતે મેં તેમને તેમનું જીવન લખવા માટે વિનંતી કરી હતી. તેના ઉત્તરમાં તેમણે મને કહેલું કે તેમનો દેહ આ ભૂમિ ઉપર નહિ હોય ત્યારે તેમના મિત્રો વગેરેમાંથી કોઇ તેમનું જીવન સવિસ્તર બહાર પાડશે. પૂજ્ય શાસ્ત્રીજીની આ વાત [1]સ્મારક અંક પૂરતી સાચી છે; બાકી જ્યાંસુધી તેમના નિકટ-વર્તીમાંથી કોઇ શાસ્ત્રીજીનું યથાર્થ જીવન પ્રકટ ન કરે ત્યાંસુધી વૈષ્ણવ-વૃંદ તેમના સાચા જીવનદર્શનથી વંચિત રહે તે ખેદજનક છે. આ ખેદ દૂર કરવો તે તેમના સમીપવર્તી મિત્રો, સાક્ષરો, શિષ્યો, શાસ્ત્રીઓ, વગેરેના હાથમાં છે.

છેલ્લા અડધા સૈકાથી આપણા પુષ્ટિસંપ્રદાય ઉપર બહારથી અને અંદરથી ઘણા વંટોળ ચઢી આવે છે. આ વંટોળમાંથી વૈષ્ણવોને સન્માર્ગમાં રાખવા માટે ઘણા આચાર્યો તથા વૈષ્ણવ વિદ્વાનોએ પ્રયત્ન કર્યા છે, તેમાં મુખ્યત્વે ગો. શ્રીદેવકીનંદનાચાર્યજી, શ્રીનૃસિંહ-લાલજી, રત્નગોપાલ ભટ્ટ, પંડિત ગટ્ટુલાલજી, મૂલચંદ્ર તેલીવાળા, મગનલાલ શાસ્ત્રી, લલ્લુભાઈ પારેખ, વગેરેના પ્રયાસો અત્યંત સ્તુત્ય હતા. આ મહાનુભાવોનાં જીવન વૈષ્ણવ સમાજ સમજી શકે એવી ભાષામાં ઉતારવામાં આવે એ ખરેખર ઇચ્છવા યોગ્ય છે.

---

૧. શ્રી મગનલાલ સ્મારક અંક પ્રકટ કરવા માટે પ્રો. જેઠાલાલ શાહ, નાગરદાસ બાંભણિયા તથા વસંતરામ શાસ્ત્રીનો સંપ્રદાયે ઉપકાર માનવો ઘટે.

શિ. મ. વૈદ્ય

શાસ્ત્રીજી જેવા ભગવદીય વિદ્વાન મહાનુભાવનું સ્મારક રાખવું એ આચાર્યવર્યો તથા વૈષ્ણવોની મુખ્ય ફરજ છે. તેમના સ્મારક માટે વચ્ચે કંઈક પ્રયત્ન થયેલા પરંતુ સાચા કાર્યકર્તાઓના અભાવે તે પ્રયત્નોને બરાબર વેગ મળ્યો હોય તેમ લાગતું નથી. જે મહાપુરુષે માત્ર પુષ્ટિમાર્ગના અભ્યુદયની ખાતર આ દુન્યવી હવા પાણી અને તેજનો ઉપયોગ કર્યો છે તેનું સ્મારક ઊભું કરવા માટે આટલી બધી બેદરકારી આપણા વૈષ્ણવત્વને કલંક લગાડનાર છે. અમે વૈષ્ણવોને અને આચાર્યવર્યોને વિનંતી કરીએ છીએ કે તેઓ કોઈ યોગ્ય નેતા શોધી શાસ્ત્રીજીનું ટૂંક સમયમાં સ્મારક ઊભું કરે.

"કૃષ્ણ કન્હૈયા" નામે નાટકના લેખક ભાઈ **શ્રી. પુરુષોત્તમદાસ છ. શાહ** આપણા સંપ્રદાયના ઉત્સાહી યુવક લેખક છે. તેમણે આ **જીવનદર્શન** લખી આપીને જે ઉપકાર અમારા ઉપર કર્યો છે તે ભૂલી શકાય તેમ નથી. વળી તેમણે આ પુસ્તિકાને 'અનુગ્રહ' માસિક પત્રમાં પ્રકટ કરવા સંમતિ આપી છે તે આદરણીય છે. વળી પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, પ્રો. જેઠાલાલ શાહ, શ્રી. મોહનલાલ વી. ગાંધી, શ્રી. કેશવરામ શાસ્ત્રી, શ્રી. નાગરદાસ બાંભણિયા વગેરે વિદ્વાનોએ આ પુસ્તિકા પ્રકટ થવામાં જેવી જરૂર હતી તેવી મદદ કરી છે તે માટે તેઓનો ઉપકાર માનવામાં આવે છે.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને મન શાસ્ત્રીજી એક અંતરંગ ભક્ત, તાદશી વૈષ્ણવ, તદીય કોટિના ભગવદીય હતા. શાસ્ત્રીજીને જોતાં આપણને શ્રીદામોદરદાસજી, શ્રીપદ્મનાભદાસજી વગેરે શ્રીમહાપ્રભુજીના અંતરંગ ભક્તો યાદ આવતા હતા. વળી જેમ શ્રીપ્રભુચરણ અને શ્રીગોકુલેશને મહાપ્રભુના ભક્તો માટે મમત્વ હતું તથા પોતાના કરતાં તેમનામાં મહત્પણું જોતા તેવી જાતનું મમત્વ અને મહત્પણું આધુનિક વૈષ્ણવો અને આચાર્યો ગો. શાસ્ત્રીજી માટે બતાવતા. પૂ. નિ. લી. શુદ્ધાદ્વૈત વેદાન્તના પ્રખર અભ્યાસી ગો. શ્રીઅનિરુદ્ધલાલજી મહારાજશ્રી ગોપાલ-

તાપિન્યુપનિષદની પીયૂષલહરી નામની ટીકાવાળા ગ્રંથમાં પૂ. શાસ્ત્રીજી માટે લખે છેઃ

**वेदान्ततत्त्वं दययोपदिश्य यो भून्मदीयोदयहेतुभूमिः ।**
**श्रीवल्लभाचार्यपदैकनिष्ठस्तं मन्नलालं मनसा स्मरामि ॥**

શાસ્ત્રીજીને લીલાવશ થયે લગભગ ૭ વર્ષ થવા આવે છે, છતાં શાસ્ત્રીજી વૈષ્ણવોના હૃદયમાંથી અદૃશ્ય થયા નથી. તેમના તિરોભાવની ખોટ જ્યાંસુધી સંપ્રદાયમાં બીજા મહાનુભાવ દ્વારા ન પુરાય ત્યાંસુધી વૈષ્ણવોના હૃદયમાં તેમના માટે દુઃખ રહેવાનું.

છેવટે આ પુસ્તિકા સદ્દર્ગુ ગ્રંથમાળાનો ચોથો મણકો છે. અમે માનીએ છીએ કે આ મણકાઓના પ્રચારમાં પુષ્ટિમાર્ગની સાચી સેવા છે માટે અમે વિનંતી કરીએ છીએ કે સમગ્ર વૈષ્ણવ જનતા આ પુસ્તિકાઓ ભારતવર્ષના દરેક વૈષ્ણવી ગામમાં ફેલાય તેવો પ્રબંધ કરે.

મોડાસા
૧-૫-'૪૧, સૂરજયંતી

ચિમનલાલ મ. વૈદ્યના
જયશ્રીકૃષ્ણ

# પ્રસ્તાવના

ગોલોકવાસી પરમભગવદીય પરમવલ્લભીય શ્રીમગ્નલાલ શાસ્ત્રીનો હું સર્વથા ઋણી છું. મારો જીવનપલટો એ મહાનુભાવની દયાથી જ થયેલો છે. તેમનું જીવનચરિત લખાય અને તેની મારે પ્રસ્તાવના લખવી એ તો મારે મન મોટો લ્હાવો છે. અને આવી સુન્દર તક તેઓની મારા પ્રત્યેની અપાર દયાનું જ ફલ હું સમજૂ છું.

સૌથી પહેલાં તો હું આવાં ચરિતોની ઉપયોગિતા વિશે થોડું કહું છું. શ્રીમદ્ભાગવત દશમ–સ્કન્ધ અધ્યાય બીજાના સાડત્રીસમા શ્લોકપરની સુબોધિનીજીમાં 'भगवत्सम्बन्धिनामप्यन्येषां श्रवणादिकं फलसाधकम्' એટલે 'ભગવાનનાં નામો અને રૂપોનું જે શ્રવણ, કીર્તન વગેરે કરવામાં આવે છે તે તો ફલસાધક છે એટલું જ નહીં, પરન્તુ ભગવદીયોનાં પણ નામો અને રૂપોનું શ્રવણ વગેરે ફલસાધક છે' એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. શ્રીગોકુલનાથજી પણ એક પ્રસંગે શ્રીદામોદરદાસજી સમ્બન્ધી વાતો કહેતા હતા; અને આપશ્રી એ વાતો કહેવામાં એવા રસમગ્ન થઈ ગયા કે નિત્યનિયમ પ્રમાણેનું શ્રીસુબોધિનીવાચન વિસરાઈ ગયું. જ્યારે કોઈ ભગવદીયે આપશ્રીને તે વાતો બન્ધ રાખી શ્રીસુબોધિનીવાચન શરૂ કરવા વિનંતી કરી, ત્યારે આપશ્રીયે એમ આજ્ઞા કરી કે 'અત્યાર સુધી જે શ્રીસુબોધિનીશ્રવણ તમે સૌયે કર્યું છે તેનું ફલ આજ તમે સૌ અનુભવો છો.' આ રીતે શ્રીગોકુલનાથજી તો ભગવદીયોનાં ચરિતોને ફલરૂપ કહે છે. આવાં ચરિતોની ફલસાધકતા બે રીતે હોય છે: એક તો એ કે પ્રભુ પોતાના ભક્તો પર અપાર પ્રેમ રાખે છે. એટલે તેવા ભક્તો પ્રત્યે જેટલો આપણો વધારે સદ્ભાવ તેટલા પ્રભુ આપણા પર વધારે રાજી; અને તે રાજીપાને લઈ સર્વફલદાતા પ્રભુ આપણને અભીષ્ટ ફલ આપે. અને

આ વાત સપ્રમાણ છે. શ્રીમદ્ભાગવત એકાદશ–સ્કન્ધ અધ્યાય ઓગણીસમાના એકવીસમા શ્લોકમાં ભગવાન્ શ્રીમુખે 'मद्भक्तपूजाभ्यधिका' એટલે 'મારા કરતાં મારા ભક્તો તરફ વધારે સદ્ભાવ રાખવો' એ પ્રમાણે ઉદ્ધવજીને આજ્ઞા કરે છે. શ્રીમહાપ્રભુજી પણ નિરોધલક્ષણમાં 'महतां कृपया यावद् भगवान् दययिष्यति' એટલે 'મહાનુભાવી ભગવદીયોની દયા થયા બાદ જ્યારે પ્રભુ દયા કરે' એ પ્રમાણે આજ્ઞા કરે છે. વળી 'स्वकीर्तिवर्धनः' એટલે 'આપશ્રી પોતાના ભક્તોની કીર્તિ નિત્ય વધારનારા છે' એવું આપશ્રીનું શ્રીસર્વોત્તમજીમાં એક નામ છે. અને એક ભગવદીયે ગાયું પણ છે કે 'इनकी सेव अधिक हरि मानत'. અરે, આપણે લોકમાં પણ આ જ વસ્તુ જોઈયે છિયે. આપણો સમ્બન્ધી એક પોતાના નાના બાળકને તેડીને આપણને સામો મળે તો આપણે એ બાળકને જ બોલાવિયે છિયે; અને તે સામો માણસ તેથી વિશેષ રાજી થાય છે. અને બીજી રીત એ કે આવાં ચરિતો વાંચી આપણને તે પ્રમાણે આચરવા વૃત્તિ થાય. 'जनशिक्षाकृते कृष्णभक्तिकृत्' એટલે 'આપશ્રીયે લોકોને શિખવવા ખાતર પ્રભુની ભક્તિ કરી છે' એવું જે આપશ્રીનું શ્રીસર્વોત્તમજીમાં નામ છે, અને 'આપ સેવા કરી શીખવે શ્રીહરિ' એવું મહાનુભાવી ગોપાલદાસજીનું નવાખ્યાનમાં જે કથન છે તે આ જ વાત બતાવે છે. કહેવત છે કે 'દેખે એવું શીખે'. અને આવાં ચરિતો ભાવપૂર્વક વાચતાં જે આનન્દ આવે તે આ ચરિતોની ફલરૂપતા. આ પ્રમાણે આવાં ચરિતો સાધનદષ્ટિયે તેમ ફલદષ્ટિયે બન્ને રીતે ઉપયોગી છે.

હવે, જેમનું આ જીવનચરિત છે તેમના સમ્બન્ધમાં હું થોડું કહું છું. એક વખતે તેઓએ મને કહેલું કે 'મહારાજ લાયબલ કેસ થયા બાદ સમ્પ્રદાયની જે વગોવણી થઈ તેથી મને બહુ ખેદ થયો. અને તે વખતે મને શ્રીમહાપ્રભુજીની દયાથી એવું સ્ફુર્યું કે સમ્પ્રદાય-વિરોધીઓને સચોટ એ જ જવાબ કે સમ્પ્રદાયના ઉત્તમોત્તમ ગ્રન્થો પ્રસિદ્ધ કરી જનતા સમક્ષ રજૂ કરવા. જેઓ સદ્ભાવવાળા હશે

પરન્તુ કેવલ સમ્પ્રદાયના ઉત્તમોત્તમ સિદ્ધાન્તોના જ્ઞાનના અભાવે વગોવતા હશે તેઓ આ ગ્રન્થો વાંચી સિદ્ધાન્તોનું જ્ઞાન સમ્પાદન કરી સમ્પ્રદાય માટે માન ધરાવવા લાગશે. અને જેઓ સમ્પ્રદાયને વગોવવામાં જ કેવલ રસ લે છે એને માટે આપણે કહેવાનું કાંઈ છે જ નહીં. 'निर्युक्तिकं ब्रुवाणस्तु नास्माभिर्विनिवार्यते' એટલે કે જે સમજીને વાત કરતો હોય તેને આપણે સમજાવિયે, પણ જેને સમજવું જ નથી તેને માટે આપણે નિરુપાય છિયે. આ મારા જીવનની શરૂઆત.' અને આ દિશામાં શાસ્ત્રીજીયે શું કર્યું છે તે તો સર્વ જગતને વિદિત છે. એઓની નામસેવા અદ્‌ભુત છે. અને આપણે તેમની પાસથી જો કાંઈ શીખવાનું હોય તો તે આ નામસેવા. શ્રીમહાપ્રભુજી ભક્તિવર્ધિનીમાં 'सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत्। यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥' એટલે 'સેવા અથવા કથામાં જેની દૃઢ આસક્તિ છે તેનું આખા જીવનમાં કોઈ ક્ષણે કે કોઈ સ્થળે પણ પતન નથી થતું એમ હું માનું છું" એ પ્રમાણે આજ્ઞા કરે છે. આપે જેટલો સેવા ઉપર ભાર મૂક્યો છે તેટલો જ કથા ઉપર પણ મૂક્યો છે. શ્રીસુબોધિનીજીનાં મંગલના શ્લોકો પૈકીના 'अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद् वाक्पतेरन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः। दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोहं मुदा गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥' એ શ્લોકમાં આપશ્રી એમ આજ્ઞા કરે છે કે 'શ્રીમદ્‌ભાગવતનો અર્થ સ્પષ્ટ કરી આપવાનું સામર્થ્ય સાક્ષાત્ પ્રભુના મુખારવિન્દરૂપ વાણીના પતિ વૈશ્વાનર એટલે અગ્નિ સિવાય બીજા કોઈમાં નથી; એટલે પોતાના જ્ઞાનસ્વરૂપ વ્યાસજીને મનુષ્યદેહ આપી શ્રીમદ્‌ભાગવતાદિના પ્રાકટ્યાર્થે મોકલ્યા. એ પ્રમાણે આપના મુખારવિન્દરૂપ મને મનુષ્ય દેહ આપી શ્રીમદ્‌ભાગવતનો અર્થ સ્પષ્ટ કરી આપવા ખાસ આજ્ઞા આપી મોકલેલ છે; અને આપશ્રી મારા પર સતત કૃપાદૃષ્ટિ રાખી રહ્યા છે; માટે બહુ ઉત્સાહથી હું શ્રીમદ્‌ભા-

વતનો ગૂઢાર્થ પ્રકટ કરૂં છું; અને આ જ અર્થ ભગવાન્ વ્યાસજીને પ્રિય છે.' આ રીતે આપશ્રીના પ્રાકટયનું મુખ્ય પ્રયોજન નામસેવા જ જણાય છે અને આ સેવા બજાવવા આપશ્રીયે પ્રભુની આજ્ઞાનું બે વાર ઉલ્લંઘન પણ કર્યું છે, અને શ્રી હરિરાયજીએ શ્રીમહાપ્રભુજીનાં જે એકસો આઠ નામ પ્રકટ કર્યાં છે તેમાંનું એક નામ 'भक्तकृपार्थ-कृष्णाज्ञाद्वयोल्लङ्घन' એ પ્રમાણે છે, એટલે, આપશ્રીયે ભવિષ્યના ભક્તો પર કૃપા કરવા ખાતર પ્રભુની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કર્યું છે. આ બતાવી આપે છે કે નામસેવાનું આપણા સમ્પ્રદાયમાં શું સ્થાન છે. શાસ્ત્રીજીયે તો તે સેવા કરી બતાવી છે. અને આપણે પણ શ્રીમહાપ્રભુજીની દયાથી તે કહી બતાવવા કરતાં યથાશક્તિ કરી બતાવિયે તો જ આપણો અને આપણા સમ્પ્રદાયનો ઉદ્ધાર છે. નવું કાંઇયે લખવાની જરૂર નથી. ઘણુંયે લખાઈ ગયું છે તે બધું પ્રકાશનની રાહ જોઇ રહ્યું છે. શાસ્ત્રીજીયે તો પોતાનો ફાળો આપી પોતાનું જીવન કૃતાર્થ કર્યું છે. હવે આપણે આપણો ફાળો યથાશક્તિ આપી આપણા જીવનને કૃતાર્થ કરવાનું છે. ભક્તેચ્છાપૂર્વક શ્રીમહાપ્રભુજી આપણી એ ઇચ્છાને પૂર્ણ કરે.

માંગરોલ<br>તા. ૧-૫-'૪૧ } વલ્લભીયનોની ચરણરજના અભિલાષી દાસાનુદાસ<br>નાગરદાસના સપ્રેમ ભગવત્સ્મરણ

# લેખક તરફથી

**પૂ૦ શાસ્ત્રીજીનું જીવનદર્શન** આલેખવાનું જ્યારે પ. ભ. ભાઈ ચીમનલાલ તરફથી મને કહેવામાં આવ્યું ત્યારે મને લાગ્યું કે આજનો વિદ્યાર્થિ-વર્ગ અને વૈષ્ણવ સમાજ પુષ્ટિમાર્ગના ઘણાખરા મહાપુરુષોથી તદ્દન અજાણ છે. અને તેઓ તે સંબંધમાં કૈંક પણ જાણે તેટલા માટે તેમની દષ્ટિએ જીવનચરિત્રોનું આલેખન થવું જરૂરી છે. તે દષ્ટિ ધ્યાનમાં રાખી આ 'દર્શન' લખાયેલું છે.

આ 'જીવનદર્શન' લખવામાં "પૂ૦ શાસ્ત્રીજી સ્મારક" ગ્રંથનો છૂટથી ઉપયોગ કર્યો છે. તેને સાદ્યંત તપાસી આપવા બદલ પ્રો૦ સાહેબ ગોવિંદલાલ ભટ્ટનો, પૂ૦ શ્રી મોહનભાઈ ગાંધીનો અને પ્રકાશમાં લાવવા બદલ પ. ભ. ભાઈ ચીમનલાલ વૈદ્યનો આભાર માનું છું.

શ્રીમોડાસા વૈશ્વાનર બાળ ગ્રંથમાળા આ દષ્ટિએ લખાયેલાં બીજાં પણ જીવનચરિત્રો બહાર પાડે. અને આશા છે કે વૈષ્ણવ જનતા તેમને જરૂરથી સહર્ષ વધાવી લેશે જ.

હોલિકા,<br>તા. ૧૨-૩-૪૧

લેખક<br>**પુરુષોત્તમદાસ છ. શાહ**



ગો. વા. શ્રીમન્નલાલ શાસ્ત્રી

# પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી

M. A., B. E. S., S. T. C., M. R. A. S.

નું

# જીવન–દર્શન

Lives of great men all remind us
We can make our lives sublime,
And, departing, leave behind us
Foot–prints, on the sands of time;
Foot–prints, that perhaps another,
Sailing o'er life's solemn main,
A forlorn and ship–wrecked brother,
Seeing, shall take heart again.

**Longfellow**

"પૂજ્ય શાસ્ત્રીજી મગનલાલ એટલે સમ્પ્રદાયનો અદ્વિતીય સ્તંભ, પૂર્વ પશ્ચિમ બંન્ને સંસ્કૃતિનો સંગમ, લેખનશક્તિ, પ્રવચન–વાચન-શક્તિ અને વ્યાખ્યાનશક્તિ ત્રણેયનો ત્રિવેણી સંગમ."

—રમણલાલ શાસ્ત્રી, ડભોઈ

વિશ્વના અટલ નિયમ અનુસાર આ સંસારમાં ઘણા મનુષ્યો જન્મે છે અને ઘણા મરે છે પરંતુ તે બધા મનુષ્યોનાં જીવન 'ધન્ય જીવન' ગણાતાં નથી કે તે લાંબા સમય સુધી સ્મૃતિપટપર રહેતાં નથી. જે મનુષ્યો બીજાઓ કરતાં કૈં જુદું જ જીવન જીવે છે, નવો ચીલો પાડે છે અગર તો દેશ કે દેશબંધુઓની ખાતર જર કે જહેમત તરફ ન જોતાં પોતાની જાત ઘસી નાખે છે તેમના જીવનનાં ચીહ્નં મધુર સ્મરણો સ્મૃતિપટ ઉપર અંકાય છે, સામાન્ય

જનતા અને મિત્રવૃન્દ તેમને પ્રેમથી યાદ કરે છે; ખરેખર તેવા જ પુરુષો 'ધન્ય જીવન' જીવી જાય છે.

તેવું 'ધન્ય જીવન' જીવનાર વલ્લભી સંપ્રદાયના દૈવી જીવ પ્રો. મગ્નલાલ શાસ્ત્રીનો જન્મ સંવત ૧૯૩૦ ના માગશર વદ ૪ ના રોજ માતરમાં થયો હતો. જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા વિપ્ર હતા. તેમનું કુટુંબ પુષ્ટિમાર્ગ ધર્મ પાળતું. તેમના પિતા મંદિરમાં શ્રીમદ્ભાગવત અને શિક્ષાપત્ર વાંચતા. તેમનું કુટુંબ ભરૂચમાં "પુરાણી કુટુંબ" તરીકે ઓળખાતું. ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાં જન્મ હોવાથી વૈષ્ણવતાનો વારસો તેમને પિતૃચરણથી મળ્યો અને પુષ્ટિમાર્ગીય સર્વ સંસ્કાર તેમનામાં બચપણથી પડ્યા. **आचारः प्रथमो धर्मः ।** એ સૂત્ર આ પ્રમાણે તેમના આચાર વિચારમાં અને જીવનમાં ઊતર્યું. અનેક વૈષ્ણવો અને ગો. બાળકોને આ કુટુંબ સાથે સારો સંબંધ હતો, તેથી તેઓ અવારનવાર જ્યારે ભરૂચ આવતા ત્યારે આ પુરાણી કુટુંબમાં જ ઊતરતા. તેનો લાભ શિશુવયમાં જ મગ્નલાલભાઇને મળ્યો, અને તેઓના સત્સંગથી મગ્નલાલભાઈમાં રહેલા સંસ્કારો વધુ દઢીભૂત થયા. તિલક કર્યા સિવાય બહાર નીકળી શકાય જ નહિ તેવો તેમના કુટુંબનો નિયમ હતો.

મગ્નલાલભાઈએ નાનપણમાં ઋગ્વેદનું અધ્યયન કર્યું હતું અને મંદિરમાં તેમના પિતા પાસે બેસી જ્યારે શ્રીમહાપ્રભુજીના ઘણા ગ્રંથોને સાંભળ્યા અને વાંચ્યા, ત્યારે તેમાં રહેલી અનન્યતા, ધીરજ અને બોધઃ એ ત્રિપુટીએ

તેમના હૃદયપર ભારે અસર કરી, જે અનન્ય આસક્તિના રૂપમાં પરિણમી. કુટુંબના સંસ્કારો તથા સંજોગોએ શ્રી મહાપ્રભુજી પ્રત્યેની એ આસક્તિને એટલી બધી દૃઢ બનાવી કે આંગ્લભાષાનો પૂરેપૂરો અભ્યાસ કરવા છતાંયે આજની અંગ્રેજી કેળવણીનો એક પણ દોષ તેમનામાં ઘૂસવા પામ્યો નહિ. સંસ્કારોની અભેદ ભીંતો વચ્ચે તેમનું હૃદય ઉદાર, સંપ્રદાયરત, વિદ્યાવ્યાસંગવાળું અને ચારિત્ર્ય નિષ્કલંકઃ રહેવા પામ્યાં. ખરેખર, કેળવણી સંસ્કાર અને ચારિત્ર્યથી જ શોભે છે. તે વગરની કેળવણી, ફેશનને અવળે ચાળે ચઢાવનાર થઈ પડે છે.

મેટ્રિક સુધીનો અભ્યાસ ભરૂચમાં પૂરો કરી સંવત ૧૯૪૭ ઇ. સ. ૧૮૯૧માં વડોદરા કૉલેજમાં દાખલ થયા. તે વખતે વડોદરા કૉલેજમાં ૩૦૦ વિદ્યાર્થીઓ હતા, પરંતુ તેમાં મગનલાલ શાસ્ત્રી જુદાજ તરી આવતા. કૉલેજમાં આવ્યા પછી પણ દેવદર્શન, તિલક, માળા વગેરે ચાલુ હતાં. જ્યારે બીજા કૉલેજિયનોની ઓરડીઓમાં રાજ્યતંત્ર કે વિજ્ઞાનની વાતો થઈ રહી હોય, ભવિષ્યના હિંદના ગંભીર પ્રશ્નો ચર્ચારૂપે છણાતા હોય, ત્યારે મગનલાલ શાસ્ત્રી તેમના મિત્રો સાથે વલ્લભી સંપ્રદાયની ચર્ચા કરતા હોય કે કોઈ મિત્રોની શંકાનું સમાધાન કરતા હોય. કૉલેજ-જીવનમાં પણ સાંજે રોજ બે માઈલ ચાલી શહેરમાં દર્શન કરવા જતા અને રાતે આઠ વાગ્યે પાછા આવી જતા. તેમના કેટલાક સહાધ્યાયીઓ તેમને "પુષ્ટિમાર્ગના ઝનૂનવાળા અંધશ્રદ્ધાળુ" કહેતા. તેમના એક સહાધ્યાયી લખે છે કે

"અંગ્રેજી ભણતરની સાથે જ્યારે સનાતન ધર્મનો લોપ સપાટાબંધ થઈ રહ્યો હોય તેવે સમયે સફાઈદાર પાટલીવાળું ધોતિયું, લાંબા કોટ, દક્ષિણી જોડા, ગોર કપાળમાં વાળ સુધી પહોંચે તેવું જાડું અને પહોળું તિલક, ઉપવીત સાથે કંઠી ધારણ કરનાર, જગન્નાથપુરીની માફક વર્ણનો ભેદ ન રાખનારી હોસ્ટેલમાં જમનાર, બ્રહ્મસૂત્રના શાંકર ભાષ્યનો અભ્યાસ કરનાર, જડવાદી–નાસ્તિક સમવયસ્ક મિત્રોની સાથે આનંદથી રહેનાર, મગનલાલ શાસ્ત્રીને જ્યારે સાંજે બરાબર પાંચ વાગ્યે હોસ્ટેલમાંથી નીકળી સરકારી તિજોરીની પાછળ આવેલા કલ્યાણરાયજીના મંદિરમાં દર્શન કરવા સારુ નિયમિત રીતે હોસ્ટેલવાસીઓ જોતા ત્યારે ઘણાને આશ્ચર્ય થતું અને ઘણાને વિનોદ પણ થતો." સવારમાં ઊઠતાં જ શ્રીકૃષ્ણની છબી નિહાળવાનો તેમને નિયમ હતો અને તે તેમના જીવનના છેલ્લા દિવસ પર્યન્ત કાયમ રહ્યો હતો.

શાસ્ત્રીજીના સમયમાં ઊંચા માર્કે ઝટ પાસ થઈ જનારને સહેલાઈથી પ્રાંતીય કે હિંદી સનંદી નોકરી મળતી. શાસ્ત્રીજીને માટે આ સારી તક હતી. પોતે તે જાણતા હતા તે છતાં ઈન્ટરની પરીક્ષાના દિવસે જ મથુરાના કોઈ ગો. બાલકે પોતાની સાથે મથુરા આવવાની આજ્ઞા કરી. મગનલાલ શાસ્ત્રી, મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં તેમની સાથે મથુરા ગયા અને વર્ષ ગુમાવ્યું. પ્રિવિયસમાં પણ આવાં જ કારણોથી એક વર્ષ ગુમાવેલું.

શાસ્ત્રીજી ઇ. સ. ૧૮૯૬ માં સિનિયર બી. એ. માં આવ્યા. તેમની સાથે બીજા ચાર વિદ્યાર્થીઓ હતા. તે

વખતે કૉલેજમાં શાંકરભાષ્યને બહુ જ મહત્ત્વ અપાતું. પ્રો. આર્તે શાંકરભાષ્ય શીખવતા અને બીજા ગુરુ શાસ્ત્રી વ્યંકટાચાર્ય મધ્વાચાર્યજીના દ્વૈતવાદને માનનારા હતા. વિદ્યાર્થીઓ પૈકી મગનલાલ શાસ્ત્રી શુદ્ધાદ્વૈતના ખાસ અનુયાયી હતા, ત્યારે બીજા વિદ્યાર્થીઓ દ્વૈતાદ્વૈતના ઝગડામાં પડયા વગર પાસ થવાની ખાતર શાંકરભાષ્ય ભણુતા હતા. એવાં પણુ સૂત્રો આવતાં કે જ્યાં પ્રો. આર્તે કંઈ અર્થ કરતા હોય, અને મગનલાલ શાસ્ત્રી તેથીયે જુદો કંઈ બીજો અર્થ કરતા હોય—તેમાંથી પ્રસંગોપાત્ત ચર્ચા શરૂ થાય અને દરેક પોતાના વાદ અનુસાર સપ્રમાણુ દલીલો રજૂ કરે. આ ચર્ચા ઘણી વખત એવું ગંભીર સ્વરૂપ પકડે કે બીજા વિદ્યાર્થીઓ "પૂરેપૂરૂં ન સમજવાથી આ તડાતડી પ્રેક્ષકોની માફક જોઈ રહેતા." ગુરુ સાથે આ પ્રમાણે ચર્ચામાં ઊતરવું–તે જ તેમના અગાધ અને સચોટ જ્ઞાનની સાક્ષી પૂરે છે.

શાસ્ત્રીજી ઇ. સ. ૧૮૯૭ માં બી. એ. થયા. માત્ર બે જ માર્કસ માટે તેમણે બી. એ. નું સંસ્કૃતનું ઇનામ ગુમાવ્યું. પુસ્તકોના કીડા ન બનતાં બહારનું જ્ઞાન મેળવનાર માટે આવું જ બને છે. ઘણા વિદ્વાનો યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ત્રીજા વર્ગમાં પાસ થયેલા હોય છે છતાં પણુ પોતાની અદ્વિતીય વિદ્યાને લીધે ઘણાં ઉચ્ચ સ્થાનો શોભાવે છે. શાસ્ત્રીજીને ઇનામ ન મળ્યું પરંતુ વડોદરા કૉલેજમાં તે જ વર્ષે તેમને ફેલોશિપ મળી.

આ સમયે શ્રી. નૃસિંહલાલજી મહારાજ સંપ્રદાયની

સારી સેવા બજાવી રહ્યા હતા. તેઓશ્રી તથા ભારતમાર્તણ્ડ પં. ગટ્ટુલાલજી સાંપ્રદાયિક ગ્રંથોની હસ્તલિખિત પ્રતો, જે ખૂણેખાંચરે પડી રહેલી તેમનું સંશોધન કરી પ્રકાશમાં મૂકતા હતા, તેમ જ સામાન્ય વૈષ્ણવોના વાચન માટે સંસ્કૃત પુસ્તકોના ગુજરાતી અનુવાદ છપાવતા હતા. 'શુદ્ધાદ્વૈત માર્તણ્ડ' નામે એક પુસ્તકનો અનુવાદ તેમણે શ્રી. છગનલાલ શાસ્ત્રી પાસે કરાવ્યો હતો અને તેનો ઉપોદ્ઘાત લખવાનું કામ શ્રી. મગનલાલ શાસ્ત્રીને સોંપવામાં આવ્યું હતું. શ્રી. મગનલાલ શાસ્ત્રીએ તે ઉપોદ્ઘાત એવો તો સરસ લખી આપ્યો કે તે વાંચતાંની સાથે જ શ્રી. નૃસિંહલાલજી મહારાજ ખુશખુશ થઈ ગયા અને તેમની પીઠ થાબડીને કહ્યું કે "તમે પુષ્ટિમાર્ગમાં અદ્વિતીય પંડિત થશો !" અને ખરેખર, તેમનું એ કથન અક્ષરશઃ ખરું પડયું. આ ઉપોદ્ઘાત આખી શુદ્ધાદ્વૈત ફિલ્સૂફીનો સાર છે અને 'શુદ્ધાદ્વૈત માર્તણ્ડ' પુસ્તકના શણગારરૂપ છે. આ ઉપોદ્ઘાતની ઉત્તમતા માટે એક ભાઈ લખે છે કે "ગુજરાતના કવિઓ વિષેના નિબંધમાં શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ સંપ્રદાયની નિંદા કરી કવિશ્રી દયારામને ફક્કડ કવિ તરીકે ચિતર્યા. એ જ સદ્ગત ત્રિપાઠીએ શ્રીમાન્ શાસ્ત્રીજીના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપ્રદીપના વાચન પછી **દયારામનો અક્ષરદેહ** લખ્યો અને થયેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કર્યું". વળી તે જ ઉપોદ્ઘાત માટે ગોવર્ધનરામભાઈ ત્રિપાઠી **દયારામના અક્ષરદેહ**માં લખે છે કે "વલ્લભી પંથના મૂળ ઝરા જેવા સાંપ્રદાયિક ગ્રંથો : એ પંથની

ઉત્કૃષ્ટ અવસ્થાને કાળે ઉત્કૃષ્ટ બુદ્ધિથી લખાએલા હતા અને (દયારામ) કવિની દૃષ્ટિ એ લેખોથી જ પ્રધાનપણે પ્રોત્સાહિત થઈ હતી....હાલમાં એ સંપ્રદાયના સિદ્ધાંતોના ઉપોદ્ઘાત રૂપે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપ્રદીપ નામનો સંક્ષેપગ્રંથ રા. મગનલાલ શાસ્ત્રી એમ. એ.નો રચેલો પ્રસિદ્ધ થએલ છે. તેમાંથી થોડું વાંચે ઘણું સમજાય તેમ છે.” ત્યાર પછી લેખક આ ઉપોદ્ઘાતમાંથી અવતરણો ટાંકી શ્રીવલ્લભીસંપ્રદાય મત પ્રમાણે બ્રહ્મવાદનું સ્વરૂપ રજૂ કરે છે. શાસ્ત્રીજીને આટલી નાની ઉમરે પણ બ્રહ્મવાદનું કેટલું સંગીન જ્ઞાન હશે તે આમાંથી સહેજે કલ્પી શકાય છે.

શાસ્ત્રીજીનો વિચાર અણુભાષ્ય લઇ એમ. એ. થવાનો હતો, પરંતુ તે વખતે મુંબાઈ વિદ્યાપીઠમાં અણુભાષ્યનો વિષય ઐચ્છિક વિષય તરીકે સ્વીકારાયો નહોતો, તેથી તેમની નજર કલકત્તા વિદ્યાપીઠ તરફ ગઈ. શાસ્ત્રીજી કલ-કત્તા ગયા. એમ. એ. થઇ માન સહિત પાછા ફર્યા. તરત જ મુંબાઇ ઈલાકાના કેળવણી ખાતાએ તેમની કદર કરી અને તેમને એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે નીમી દીધા.

શિક્ષક થયા પછી તેમણે બહુ ધન મેળવવાનો લોભ નથી કર્યો. વણુ માગ્યે આવી પડતાં ટયૂશનો તેમણે સ્વીકાર્યાં હશે, પરંતુ તેમ કરવામાં તેમણે પોતાની શક્તિ વેડફી નથી. ટયૂશનો પણ સંસ્કૃતનાં જ લેતા, જેથી તેમને કૈં તૈયારી કરવી ન પડે. શાળાના સમયમાં અધ્યાપન થયા પછી બાકીના સમયમાં સમ્પ્રદાય માટે લેખો લખતા,

કોઈ પુસ્તકનું મુદ્રણ ચાલતું હોય તો પ્રૂફ સુધારતા, અથવા તો અણુભાષ્ય કે સુબોધિનીજી જેવા સાંપ્રદાયિક ગ્રંથોનો અભ્યાસ કરતા અને કરાવતા.

મુંબાઈ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ લલ્લુભાઈ આશારામ શાહની ઐચ્છિક ભાષા ફારસી હતી, પરંતુ એલએલ. બી.-ના અભ્યાસ વખતે હિંદુ કાયદા માટે સ્મૃતિઓ વગેરે વાંચવા સંસ્કૃતની જરૂર પડી. તેમણે પોતાને સંસ્કૃત શીખવવા માટે મગનલાલ શાસ્ત્રીને રોકયા. શાસ્ત્રીજીએ તેમને મૂળથી સંસ્કૃત શીખવી સભાષ્ય સ્મૃતિઓ સમજાવી તેમ જ યાજ્ઞવલ્કય સ્મૃતિ અને વ્યવહારમયૂખના મેધાતિથિ ભાષ્ય વગેરેમાંથી પણ કેટલાંક જરૂરી પાનાં સમજાવ્યાં. એ ભાષ્યો એટલી બધી ઝીણવટથી તેમણે સમજાવ્યાં કે ન્યાયમૂર્તિ લલ્લુભાઈ ધારાશાસ્ત્રીઓ અને ફિલસૂફોની દુનિયામાં જે નામના રળી શકયા તે શાસ્ત્રીજી મગનલાલની ઊંડી વિદ્વત્તા અને સંગીન શિક્ષણને આભારી છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. ઑનરેબલ લલ્લુભાઈ શાહ, શાસ્ત્રીજીને આપેલા પ્રમાણપત્રમાં લખે છે કેઃ-

"I had many opportunities of observing his deep study of the Hindu Dharma Shastras and his capacity to deal with and explain obscure and difficult passages in a clear and methodical manner. I was much impressed with his knowledge of this branch of the Sanskrit Literature."

તેમની પાસે ખાનગી અભ્યાસ કરનાર તેમના પટ્ટશિષ્યો અને તેમની શાળાના વિદ્યાર્થીઓ તેમની શિક્ષણ-

શૈલી અને જ્ઞાન માટે તેમનાં મુક્તકંઠે વખાણ કરતા. કેટલાક ગો. બાળકો પણ તેમના શિષ્યો હતા અને તે પૈકી શ્રીમદણુભાષ્યનું અધ્યયન કરનાર શ્રી. અનિરુદ્ધલાલજી એક હતા. ઈ. સ. ૧૯૨૧ માં શ્રી વ્રજરત્નલાલજી મહારાજે પણ શાસ્ત્રીજી પાસે અણુભાષ્યનું અધ્યયન કર્યું હતું. તેમના માટે ઘણી વખતે એમ પણ કહેવાયું છે કે He was a born teacher; અર્થાત્ તે જન્મથી જ શિક્ષક હતા. શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો મુજબ શિક્ષક વિષયમાં જ પારંગત હોય તે પૂરતું નથી, તેણે વિદ્યાર્થીને પણ બરાબર સમજવો જોઈએ. શાસ્ત્રીજીમાં આ શક્તિ હતી અને તેથી જ ઉચ્ચ કોટિના શિક્ષક થઇ શકયા. કેળવણી ખાતાનું શિક્ષણ ખાતાનું સર્ટિફિકેટ(S. T. C.) પણ તેમણે મેળવ્યુ હતું. ભાટિયા હાઈસ્કૂલને ૨૬–૩–૧૯૧૬ ના રોજ લખાયેલા પત્રમાં ગુજરાતી અને સંસ્કૃત શીખવવા સંબંધમાં શાસ્ત્રીજી લખે છે કે "શિક્ષકે બે વાતો લક્ષ્યમાં રાખવાની છે. પ્રથમ સાહિત્ય, પછી વ્યાકરણ, પછી સંસ્કૃતમાં ગુજરાતી કે અંગ્રેજીમાંથી ભાષાંતર; આમ ક્રમ રાખવો. જયારે જયારે સંસ્કૃત ધાતુનો પરિચય કરાવવામાં આવે ત્યારે ત્યારે આપણી માતૃભાષામાં તે ધાતુ રૂપાન્તરે વિદ્યમાન છે જ એમ ભાન કરાવજો."

શિક્ષક તરીકે રહ્યા તે દરમિયાન સાંપ્રદાયિક માસિકોમાં અવારનવાર લેખો લખતા અને સંપ્રદાયના સિદ્ધાંતો તેમ જ ગ્રંથરત્નો તરફ શિક્ષિત જનતાનું ધ્યાન ખેંચતા. તેમણે આ અરસામાં "શ્રીસુબોધિનીજી" નામે એક માસિક

કાઢયું. પાછળથી ઈ. સ. ૧૯૧૦ માં તેમણે તેમના મિત્રો શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, શ્રી. મૂલચંદભાઇ તેલીવાલા અને શ્રી. ધીરજભાઈ સાંકળિયા–મારફતે 'પુષ્ટિભક્તિસુધા' નામે એક સાંપ્રદાયિક માસિક કઢાવ્યું અને તેમાં વિદ્વત્તા ભર્યાં લેખો લખવા માંડયા, તેમ જ તેમણે અન્યત્ર આપેલાં ભાષણો તેમાં છપાવ્યાં. તેથી સામાન્ય વૈષ્ણવ જનતાને પુષ્ટિમાર્ગ વિશે ઘણું ઘણું જાણવાનું મળ્યું.

ઈ. સ. ૧૯૦૬ માં મુંબાઈ વિદ્યાપીઠ તરફથી બહાર પડેલ એક હરીફાઈ નિબંધ "An examinationof Sankar's Refutation of the Sānkhya–વિષય ઉપર નિબંધ લખ્યો તે તેમણે ૧૯૦૭ ના માર્ચની ૧લી તારીખે પૂરો કરી મુંબાઈ વિદ્યાપીઠ પર મોકલી આપ્યો. આ નિબંધ ૧૧૪ પૃષ્ઠનો હતો. હરીફાઈ માટે ત્રણ નિબંધો આવેલા તે પૈકી એક પ્રો. બેલ્વેલ્કર જે પાછળથી ડેક્કન કૉલેજમાં સંસ્કૃતના હેડ પ્રોફેસર થયા હતા, તેમનો હતો. બીજો નિબંધ પ્રો. મગ્નલાલ શાસ્ત્રીનો હતો. પરીક્ષકોએ પ્રો. બેલ્વેલ્કરના નિબંધને પ્રથમ નંબર આપ્યો અને પ્રો. મગ્નલાલ શાસ્ત્રીજીના નિબંધને બીજો નંબર આપ્યો. પ્રો. શાસ્ત્રીએ આ નિબંધને 'પુષ્ટિભક્તિ-સુધા'ના અંકોમાં કકડે કકડે છપાવેલ છે. પાછળથી તેને પુસ્તકાકારે છપાવ્યો હતો. શાસ્ત્રીજીએ તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે બે પરીક્ષકોમાંથી એકને શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનું જ્ઞાન જ નહોતું અને બીજાને જ્ઞાન હતું પરંતુ તે ચુસ્ત શાંકર હોવાથી શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોને સહન કરી શકતા નહોતા–તેથી પણ કદાચ

શાસ્ત્રીજીને બીજો નંબર મળ્યો હોય, કારણ કે પ્રો. બેલ્વેલ્કર પોતે કબૂલ કરે છે કે–

"My competitor's essay displayed more schollarship than what I then possessed". આ જ વર્ષે એટલે ઈ. સ. ૧૯૦૭ અને સંવત ૧૯૬૩ માં શાસ્ત્રીજી કુટુંબ સાથે શ્રીનાથજી વગેરે સ્થળોએ જાત્રા કરી આવ્યા.

સંપ્રદાયના મૂલ વિશે તે વખતે વિવિધ પ્રકારની કલ્પનાઓ થઈ રહી હતી. ભારતમાર્તણ્ડ પં. ગટ્ટુલાલજી તે સંબંધમાં જે હકીકત અને પ્રમાણો રજૂ કરતા હતા તેના કરતાં બીજાઓ વળી કૈં જુદું જ લખતા હતા. શાસ્ત્રીજીએ ઈ. સ. ૧૯૧૨ માં 'ગુજરાતી' પત્રના જુદા જુદા અંકોમાં સંપ્રદાયના મૂલ વિશે પોતાના વિચારો રજૂ કર્યા, ત્યારથી તે ચર્ચા બંધ પડી.

સાથે સાથે તેમણે એ પણ જોઈ લીધું કે સાંપ્રદાયિક સાહિત્ય વેરણછેરણ સ્થિતિમાં ગમે ત્યાં પડયું છે. તેના પરિણામે વૈષ્ણવોનું સિદ્ધાંતોનું જ્ઞાન ઘટયું છે તેમ જ સંપ્રદાયવિરોધીઓ અનેક વખત વલ્લભી સંપ્રદાય પર પ્રહાર કરવાનું ચૂકતા નથી; તેથી ગમે ત્યાં વિખરાયેલા સાહિત્યને એકત્ર કરી વૈષ્ણવોને સુલભ થાય તેટલા માટે તે છપાવવાનો નિશ્ચય કરી દીધો. તેમણે ધૂળધોયાની માફક બહુ જ બારીકાઈથી અને સાવધાનતાથી સાહિત્યવિવેચકની અને સાહિત્યસંશોધકની પ્રવૃત્તિ આદરી. તેને તેમના મિત્રોએ જબ્બર સાથ આપ્યો. તે પૈકી તેલીવાળા, વાડી-

લાલ શાહ અને સાંકળિયા મુખ્ય છે. તેલીવાલા જીવ્યા થોડું પણ ટૂંકી ઉમરના એ સોરભકાળમાં જ તેમણે નાના મોટા મળી ૩૮ ગ્રંથોનું પ્રકાશન કર્યું.

સાંપ્રદાયિક સાહિત્યનું આવું સંશોધન અને મુદ્રણ કરનાર સૌથી પ્રથમ કાશીના પંડિત રત્નગોપાલ ભટ્ટજી હતા. ગુર્જર વૈષ્ણવોમાં આ પંડિત પ્રખ્યાત નથી, તથાપિ પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો જીર્ણોદ્ધાર સ્વલ્પ સમયમાં એમણે જે ઉત્સાહથી કર્યો છે તે માટે વૈષ્ણવો સર્વથા સર્વદા એમના ઋણી છે. "પુષ્ટિભક્તિસુધા"ના એક અંકમાં વંચાય છે કે "અમે સંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો પ્રકટ કરવા માટે સદ્ગત પંડિત રત્નગોપાલ ભટ્ટજીને જેટલું માન આપીશું અને આપીએ છીએ તેટલું માન કોઈને પણ આપતા નથી. પોતાના બનાવેલા ગ્રંથો છપાવીને પોતાના નામે પ્રસિદ્ધ કરવાનો લોભ તેમને ન હતો: આજે તેમના પ્રયાસથી આખી વૈષ્ણવ સૃષ્ટિ ઉપકૃત થઈ છે." પંડિત રત્નગોપાલ ભટ્ટજી પછી આ દિશામાં કામ કરનાર ભારતમાર્તણ્ડ પં. ગટ્ટુલાલજી હતા. તેમણે સાંપ્રદાયિક કેટલાક ગ્રંથો છપાવ્યા, તે સાથે પોતે લખેલ સાહિત્ય પણ છપાવ્યું. આ પ્રમાણે કામ ચાલુ રહે તેટલા માટે મુંબાઈમાં તેમણે એક સંસ્થા સ્થાપી, જે હજુયે પણ સંપ્રદાયના પ્રાચીન ગ્રંથોનું પ્રકાશન કર્યે જાય છે. તેમના પછી મગ્નલાલ શાસ્ત્રીનું નામ આવે છે. તેમણે સંપ્રદાયના સાહિત્યના મુદ્રણમાં પોતાના પદરના લગભગ દસ હજાર રૂપિયા ખર્ચ્યાનું તેમના સ્મારક-અંકમાં એક સ્થળે વંચાય છે.

સંસ્થાઓના ખર્ચે કામ કરનાર તો ઘણા જોયા છે અને સાંભળ્યા પણ છે, પરંતુ પોતાના ખર્ચે આ કામ કરવું તે સાંપ્રદાયિક સાહિત્યની અભ્યુન્નતિ પ્રત્યેની અપૂર્વ સાચી ધગશ બતાવી આપે છે. પ્રો. જેઠાલાલ શાહ તેમની આ પ્રવૃત્તિની સમાલોચના કરતાં લખે છે કે "તેમની સાહિત્ય-પ્રવૃત્તિ વિવેચક તરીકેની તથા સંશોધન તરીકેની છે. બન્ને કલેશજન્ય છે, સ્વયંસ્ફુરિત નથી. વિવેચકે મૂળ ગ્રંથનો વેધકદૃષ્ટિએ અભ્યાસ કરવો જોઈએ અને પછી સુંદર અને પ્રાસાદિક શૈલીમાં તે ગ્રંથનું રહસ્ય પ્રકટ કરવું જોઈએ, તો જ જનતા મૂળ ગ્રંથકર્તાનો સંદેશ ઝીલી શકે. આ દૃષ્ટિએ મૂળ સર્જક કરતાં પણ વિવેચકનું કાર્ય અતિકઠિન છે....આ કાર્ય શાસ્ત્રીજીએ કુશળતાથી સંપાદન કર્યું છે."

ઈ. સ. ૧૯૧૦ લગભગ તો શ્રી. મગનલાલ શાસ્ત્રીએ સંપ્રદાયમાં ઘણું ઊંચું સ્થાન મેળવ્યું હતું. તેમણે 'પુષ્ટિભક્તિ' પર આપેલા વ્યાખ્યાન પર મુંબાઈની વિદ્યાલક્ષ્મી પાઠશાળાના મૂલશંકર નામના એક વિદ્યાર્થીએ "ગુજરાતી" પત્રમાં કેટલાક આક્ષેપો કર્યા હતા. તેના જવાબ પણ શાસ્ત્રીજીએ રદિયારૂપે આપ્યા હતા. શાસ્ત્રીજી વિશે શ્રી. વાડીલાલ શાહ લખે છે કે "શાસ્ત્રીજીની વિદ્વત્તા માટે સંપ્રદાયમાં બે મત નથી. વડોદરાની પરિષદ્ વખતે તેમણે કરેલું વ્યાખ્યાન સર્વ વૈષ્ણવને પ્રિય થઈ પડયું હતું. નન્દુરબારની પરિષદ્ તથા સૂરતની પરિષદના સમયનાં તેમનાં વ્યાખ્યાનોએ તો અવધિ કરી હતી. તે યોગ્યતાની

ક્દર કરી સૂરત પરિષદ્ વખતે તેમને એક સુવર્ણચંદ્રક પરિષદ્ તરફથી આઠ ગોસ્વામી બાળકો તથા પાંચહજાર વૈષ્ણવો સમક્ષ આપવામાં આવ્યો હતો. જ્યારથી પરિષદ્ સ્થપાઈ ત્યારથી તેમને પરિષદના વિદ્યાવિભાગના પ્રમુખ ચૂંટવામાં આવ્યા છે, એટલું જ નહિ પણ પુષ્ટિમાર્ગ વિશે કાંઈ પણ માહિતી કોર્ટમાં અથવા અન્ય ગૃહસ્થોને અપાવવી હોય છે ત્યારે ગો. બાળકો પણ તેમને જ પસંદ કરે છે. આ ઉપરથી નિઃસંશય સિદ્ધ થાય છે કે મગનલાલ શાસ્ત્રી પુષ્ટિમાર્ગમાં આધાર રાખવા લાયક વિદ્વાન પંડિત છે."

ત્યાર પછી ઈ. સ. ૧૯૧૧ માં પાટણમાં સ્માર્ત બ્રાહ્મણ મણિશંકર અયાચી અને શ્રૌત વૈષ્ણવ શાસ્ત્રી જ્યેષ્ઠારામ વચ્ચે શાસ્ત્રાર્થ માટે પરસ્પર નોટિસો નીકળેલી અને તેના પ્રત્યુત્તર અપાયેલા. શાસ્ત્રી જ્યેષ્ઠારામ તા. ૧-૧૦-૧૧ રોજ આપેલી છેલ્લી નોટિસમાં લખે છે કે "શાસ્ત્રાર્થ કરનાર હું, મારા તરફથી શાસ્ત્રીજી મગનલાલ ગણપતરામ તથા શાસ્ત્રીજી વસંતરામ આ બે છે." તે જ દિવસે શાસ્ત્રીજી મગનલાલ તેમના મિત્રમંડળ સાથે પાટણ આવી પહોંચ્યા, પરંતુ ત્યાંના સ્માર્તોએ ત્યાંના સૂબાને અરજ કરી કે સુલેહનો ભંગ થાય એમ લાગે છે. પરંતુ આ તો માત્ર શાસ્ત્રાર્થમાંથી છટકવાનું એક બહાનું હતું. સૂબાએ સભા બંધ રાખવાનો લેખી હુકમ મોકલી સભા બંધ રખાવી. મગનલાલ શાસ્ત્રીજીનું નામ સાંભળતાં જ તેમને છટકી જવું ઠીક લાગ્યું અને આ રીતે સૂબાને અરજ કરી શાસ્ત્રાર્થની

સભા બંધ રખાવી.

તા. ૪-૨-૧૨ ના 'ગુજરાતી'માં શ્રી. બલભદ્ર ભટ્ટે પ્રો. મગનલાલ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ કરવા માટે આહ્‌વાન કર્યું હતું. શ્રી શાસ્ત્રીજીએ તેનો જવાબ તા. ૮-૨-૧૨ ના રોજ 'આહ્‌વાનના અંગીકાર'થી વાળ્યો હતો; પરંતુ ત્યાર પછી બલભદ્ર ભટ્ટે શાસ્ત્રાર્થ કરવાનું માંડી વાળ્યું હતું. મુંબાઈના 'ગુજરાતી' પત્રમાં આવાં શાસ્ત્રાર્થનાં ઘણાં-ખરાં ચર્ચાપત્રો છપાતાં અને જે પત્રના તંત્રીએ મૂલશંકર નામના વિદ્યાર્થીને આવાં ચર્ચાપત્રો લખવામાં સારો સાથ આપેલો, તે જ તંત્રી 'ગુજરાતી' પત્રના ૨૮-૭-૩૫ ના અંકમાં શાસ્ત્રીજીના જીવન પર નોંધ લખતાં લખે છે કે "સંપ્રદાય ઉપર જ્યારે જ્યારે બહારથી હુમલા થતા ત્યારે ત્યારે કમર કસી ટક્કર ઝીલી શકે તેવા દિગ્ગજ હતા. સદ્‌ગત શાસ્ત્રીજી પોતે એક પ્રકાશમાન સૂર્ય જેવા હતા. ડૉ. સર ભાંડારકર, પ્રો. બેલ્વેલ્કર, પ્રો. પાઠક વગેરે દાક્ષિણાત્ય પંડિતો કે જેઓ એમ માને કે વિદ્વત્તા તો દાક્ષિણાત્યોને જ વરી હોય, ગુજરાતીઓ તેમાં શું સમજે? તેઓ કોઇને નમતું આપે તેવા નથી છતાં સ્વ. મગનલાલ શાસ્ત્રીના સાંપ્રદાયિક જ્ઞાન માટે ઘણું માન ધરાવતા."

ઈ. સ. ૧૯૧૫ માં તેઓ પૂનાની ડેક્કન કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર નિમાયા, તે વખતે પણ તેમની આ બધી પ્રવૃત્તિઓ ચાલુ રહી. વધારામાં મુંબાઈમાં તેમણે શ્રીપુરુષોત્તમ મંડળ સ્થાપ્યું. તેમાં તેમનો હેતુ એવો હતો કે આ મંડળના સભ્યોને સૂરતવાળા શ્રીપુરુષોત્તમલાલજીના

ગ્રન્થોનો અભ્યાસ કરાવવો. તે દર શનિવારે પૂનાથી મુંબઈ આવતા. તે રાત્રે અને રવિવાર રાત્રે શાસ્ત્રીજી માધવબાગમાં સાંપ્રદાયિક ગ્રંથોનું વાચન કરતા અને રાતની ગાડીએ પૂના રવાના થઈ જતા. રજાઓના દિવસો પણ મુંબાઈમાં ગાળતા અને રાત્રે આ ગ્રંથોનું વાચન કરતા. તે વાચનથી અણુ-ભાષ્ય, તત્ત્વાર્થદીપ નિબંધ, પત્રાવલંબન, વેણુગીત, યુગલ-ગીત, રાસપંચાધ્યાયી વગેરે ગ્રંથોનો લાભ જનતાને મળ્યો. રાત્રે ઉજાગરા વેઠી, ઘરનાં ગાડીભાડાં ભરી, આટલી ગ્રહેમત ઉઠાવવા દર શનિવારે તૈયાર રહેવું તે વૈષ્ણવો પ્રત્યેનો અપૂર્વ સ્નેહ અને સંપ્રદાયની ઉન્નતિ માટે અજબ ધગશ બતાવી આપે છે. શ્રીપુરુષોત્તમ મંડળના કાર્યકર્તાઓએ સંવત ૧૯૮૨ ના ભાદરવા સુ. ૧૧ ના રોજ તેમને સન્માન-પત્ર આપી તેમના ઋણનો સ્વીકાર કર્યો છે. સન્માનપત્રમાં નીચેની પંક્તિઓ વંચાય છેઃ

'संप्रदाये निवृत्ते' सांप्रदायिकाकरग्रन्थानामध्ययनं लुप्त-प्रायं यदासीत्, तस्मिन् समये व्यावहारिकान् देहान् आर्थिकान् प्रतिबन्धान् विषह्य श्रीमदणुभाष्यादीनां श्रीमत्पुरुषोत्तम-ग्रन्थानां चाध्यापनमस्माकं कारितम्, तदर्थं वयं श्रीमतां सर्वथा ऋणिनः ॥

શાસ્ત્રીજી પૂનામાં રહ્યા તે દરમિયાન પૂનાના વૈષ્ણ-વોને પણ સાંપ્રદાયિક ગ્રંથોનો સારો લાભ મળ્યો. પૂનામાં રહી તેમણે કરેલી સંપ્રદાયની તથા વૈષ્ણવોની સેવા તેમને મળેલા માનપત્રમાં નીચે મુજબ વંચાય છેઃ "આપ પુનામાં આવ્યા તે પહેલાં ગાયત્રીભાષ્ય, પ્રસ્થાનરત્નાકર ઈ૦

અપ્રસિદ્ધ ગ્રંથોની પ્રસિદ્ધિ આપે જ કરી હતી. 'શ્રીસુબોધિનીજી માસિકના તો આપ આત્મા હતા. 'પુષ્ટિભક્તિસુધા' માસિકના પ્રેરક પણ આપ હતા તથાપિ આપના અત્રે આવ્યા પછી જ સંપ્રદાયની ખરેખરી સેવા કરવાનો અવકાશ આપને પૂનામાં મળવાથી સપ્રદીપ અણુભાષ્ય, દશમસ્કંધ, શ્રીસુબોધિનીજીનાં અનેક પ્રકરણો ઇ. મહાન ગ્રંથો પ્રસિદ્ધ કરીને આપણા સંપ્રદાયનું ગૌરવ આપ વધારી શક્યા છો."

કૉલેજ અને યુનિવર્સિટીમાં પણ તેમનું માન સારૂં હતું. કૉલેજના સંસ્કૃતના હેડ પ્રોફેસર લખે છે કે "From the very first, I resolved to ignore the purely official status & treat him as an honoured colleague who in some respects was even my superior in knowledge...It was no wonder that even Dr. Sir Ramkrishna Bhandarkar consulted him occasionally on specific points..." પ્રસંગોપાત્ત મેટ્રિક અને ઈન્ટરની પરીક્ષાઓમાં તેઓ પરીક્ષક, પેપર-સેટર, કે મોડરેટર નિમાતા. વળી વડોદરામાં લેવાતી શ્રાવણ માસ સંસ્કૃત પરીક્ષાઓના પણ ઘણાં વર્ષો સુધી વેદાન્તના પરીક્ષક હતા.

કઠણમાં કઠણ ગણાતો અણુભાષ્યનો વિષય તેમને મન એટલો બધો સરળ થઈ ગયો હતો કે તેના અટપટા ભાગને પણ તદ્દન સરળ ભાષામાં તેમ જ પાટિયા પર નકશા કે ચિત્રો દોરીને સમજાવી શકતા. પૂનાના ભાંડારકર ઓરિયેન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટમાં શાસ્ત્રીજી એમ. એ.ના વિદ્યાર્થીઓને આ વિષય એટલી બધી સરળતાથી શીખવતા કે વિદ્યાર્થીઓ

તેમના જ્ઞાનથી અંજાઈ જતા અને તેમની સિદ્ધ હથોટી માટે સર્વત્ર વખાણ કરતા. અણુભાષ્યને ઐચ્છિક વિષય તરીકે મુંબાઈ વિદ્યાપીઠમાં શ્રીમદ્‌ગોકુલનાથજી મહારાજે દાખલ કરાવેલું, પરંતુ કોઈ વિદ્યાર્થી એમ. એ. માં અણુભાષ્ય લેતો નહોતો, તેથી શ્રી. મન્નલાલ શાસ્ત્રીએ તેમના જમાઈ શ્રી. ગોવિંદલાલ ભટ્ટને એમ. એ. માં અણુભાષ્યના પહેલા વિદ્યાર્થી તરીકે તૈયાર કર્યા હતા. શ્રી. તેલીવાળાને પણ તેમણે જ અણુભાષ્ય શીખવ્યું હતું. અને તેમના લગ્ન પ્રસંગે તેમને શાસ્ત્રીજીએ બીજી કોઈ ભેટ ન આપતાં "શ્રીઅણુભાષ્ય પ્રકાશ" ભેટ આપ્યું હતું.

ગવર્નમેન્ટ તરફથી શ્રીધર શાસ્ત્રીને શ્રીઅણુભાષ્યના પ્રકાશનનું કામ સોંપવામાં આવ્યું હતું. પ્રો. મન્નલાલ શાસ્ત્રીએ તેમને આ કામમાં સારી મદદ કરી હતી.

પ્રો. શાસ્ત્રીના અંતરંગ મિત્રોમાં શ્રી. તેલીવાળા, શ્રી. ધીરજલાલ સાંકળિયા, અને શ્રી. વાડીલાલ ન. શાહને મુખ્ય ગણાવી શકાય. આ મિત્રોના સહકારથી જ 'પુષ્ટિભક્તિસુધા' માસિક ચાલતું એમ કહીએ તો ખોટું નથી. શાસ્ત્રાર્થ કરવા જવાનું હોય, પરિષદમાં જવાનું હોય કે સાંપ્રદાયિક સભામાં બોલવાનું હોય તો આ ચાર જણ તો સાથે ને સાથે હોય જ. જાણે એક બીજા વગર અપૂર્ણ હોય તેમ. 'પુષ્ટિભક્તિસુધા'ના એક અંકના વિહંગાવલોકનમાં વંચાય છે કે "રા. વાડીલાલ, રા. ધીરજલાલ અને શાસ્ત્રીજી એ ત્રણેના ઐકયથી 'પુષ્ટિભક્તિસુધા'ને વિચિત્ર સ્વતંત્રતા પ્રાપ્ત થઈ....શ્રીસુબોધિનીજીમાંથી નિવૃત્ત થયા પછી

શ્રી. શાસ્ત્રી, સુબોધિનીવત્ આ માસિક પ્રતિ મમત્વ રાખે છે, અને સામ્પ્રદાયિક માસિકમાં જ નહિ પરંતુ ગુજરાતી ભાષામાં પ્રવર્તમાન માસિક માત્રમાં આ માસિકને મુખ્ય સ્થાન સત્વર પ્રાપ્ત થાય એ સદ્દુદ્દેશાર્થે જ નિરંતર પ્રયત્ન કરવામાં સ્વકીય શાસ્ત્રિત્વ અને એમ. એ. ની પદવીની કૃતકૃત્યતા માને છે." સં. ૧૯૭૯–૮૦માં ભરૂચી વૈષ્ણવો અને શાસ્ત્રી વસંતરામ વચ્ચે 'ભરૂચી ઝઘડા' તરીકે પ્રસિદ્ધ થયેલ ચર્ચાએ સાંપ્રદાયિક પત્રોમાં ગંભીર સ્વરૂપ પકડ્યું હતું. તેના સમાધાનમાં પ્રો. શાસ્ત્રીએ સારો ભાગ લીધો હતો. પ્રો. શાસ્ત્રી અને વસંતરામ શાસ્ત્રી–ગુરુ અને શિષ્ય વચ્ચે શાસ્ત્રાર્થનાં આહ્‌વાન પણ થઈ ચૂકયાં હતાં, છતાં ચર્ચા સાથે ગાલિપ્રદાન બહુ વધી જવાથી શ્રીમદ્‌વ્રજરત્નલાલજી મહારાજે આ ચર્ચા બંધ કરાવી હતી.

૧૯૮૨ના પોષ સુ. ૩ ના રોજ કપડવણજમાં વૈષ્ણવોની એક સભાએ "શ્રીગોકુલેશ ગ્રંથ પ્રચારક સમાજ" સ્થાપ્યો હતો તેમાં સંસ્કૃત ગ્રંથોની પ્રસિદ્ધિનું કાર્ય વે. શા. સં. મગ્નલાલ ગણપતરામ શાસ્ત્રીને સોંપવામાં આવ્યું હતું.

મુંબાઈના વૈષ્ણવોએ તા. ૨૧–૨–૨૬ (સં. ૧૯૮૨) ના રોજ માધવબાગમાં 'પોલપત્ર' સામે પોકાર કરેલો, તેમાં ડેક્કન કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર અને પુષ્ટિમાર્ગના અદ્વિતીય મર્મજ્ઞ વિદ્વાન શાસ્ત્રી મગ્નલાલ ગણપતરામ તથા તેમના મિત્રો શ્રી. વાડીલાલ શાહ તથા શ્રી. તેલીવાળા–મુખ્ય વક્તાઓ તરીકે હતા. વળી કેટલાક સમયથી પદ્મનાભજી નામના એક શાંકર પંડિત શુદ્ધાદ્વૈત વિશેનું

પોતાનું જ્ઞાન વારંવાર બતાવ્યા કરતા હતા. જ્યાં સભા ભરાય અને તેમને બોલવાનો પ્રસંગ મળે કે ઝટ બોલી નાખે કે શુદ્ધાદ્વૈત વેદાન્તમાં વેદવિરુદ્ધ ગપાટા બહુ છે અને તેથી સજ્જનોએ તેનો તિરસ્કાર કરવો જોઈએ. આટલાથી તેમને સંતોષ ન થતાં તેમણે એક પત્રિકા કાઢીને જણાવ્યું કે 'મારે જાહેર રીતે વલ્લભાચાર્યજીના મતનું ખંડન કરવું છે તો તે મતનો કોઈપણ વિદ્વાન મારી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થઈ જાય.' આ પત્રિકા વે. શા. સં. શ્રી મગ્નલાલ શાસ્ત્રીને મળતાં તેમણે માર્ચની ૧૧મીથી જૂનની ૧૯મી સુધીમાં કોઈપણ દિવસે શાસ્ત્રાર્થ કરવાનો ઉત્તર પંડિત પદ્મનાભજીને આપી દીધો. આ ઉત્તર વાંચતાં જ પંડિત પદ્મનાભજીએ શાસ્ત્રાર્થ કરવાનું માંડી વાળ્યું. આ સંબંધમાં 'પુષ્ટિભક્તિસુધા'ના તંત્રી લખે છે કે "આ ધર્મવીરતાના કાર્ય માટે આખો વૈષ્ણવ સમાજ શાસ્ત્રીજીનો આભારી છે."

આ અરસામાં જ એટલે સંવત્ ૧૯૮૨ ના વૈશાખ સુદ પ્રતિપદાને રોજ શાસ્ત્રીજીનાં દ્વિતીય પત્ની કમલા ઉર્ફે મહાત્મા દેવશરણ થયાં અને તેમનો એક પુત્ર પણ ત્રીજના રોજ દેવશરણ થયો. પ્રથમ પત્નીનું હરિશરણ થતાં સંવત્ ૧૯૫૮ ના વૈશાખ સુદ ૮ ના રોજ પ્રો. શાસ્ત્રીએ કમલા સાથે પાણિગ્રહણ કર્યું હતું. સંતાનમાં શાસ્ત્રીજીને માત્ર બે પુત્રીઓજ વિદ્યમાન છે.

ઈ. સઃ ૧૯૩૧–૩૨ માં શાસ્ત્રીજી પ્રોફેસર–પદેથી નિવૃત્ત થયા. તેમની આગળ બે સૂચનાઓ મૂકવામાં આવીઃ

કાંતો જિન્દગીપર્યંત અર્ધો પગારનું પેન્શન લેવું અગર દસ વરસનો પગાર પેન્શન રૂપે ઊચક લઈ લેવો. શાસ્ત્રીજીએ રોકડી રકમ લઈ લીધી. નિવૃત્ત થઈ તે ભરૂચ આવ્યા. અધ્યયન અને અધ્યાપનના તેમના નિત્યનિયમ હમેશ મુજબ ચાલુ રહ્યા. રાત્રે રોજ શ્રીઅણુભાષ્ય અને શ્રીસુબોધિનીજીનું વાચન થવા માંડયું અને તેનો અપૂર્વ આનંદ–રસલહાણ–ભરૂચની વૈષ્ણવ જનતાને મળવા લાગ્યો. તેમના ભગવન્મય જીવનનો કાર્યક્રમ ભગવદીય મોહનલાલ જરીવાળાએ નીચે મુજબ આપ્યો છેઃ

"સવારે પાંચ વાગ્યાને સુમારે શાસ્ત્રીજી ઉઠતા અને પ્રભુસ્મરણ તથા શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરતા. ત્યારબાદ દાતણપાણી કરી ચા પીતા, ત્યારબાદ શ્રીસુબોધિનીજીની પ્રુફો તપાસતા. ત્યાં લગભગ દસ વાગી જતા. પછી શૌચ જઈ સ્નાન કરી સેવામાં જે કોઈ ન્હાયું હોય તેને મદદ કરતા. ત્યારપછી શ્રી ઠાકોરજીને રાજભોગ ધરી પોતે પ્રસાદ લેવા બેસતા. પ્રસાદ લઇ મુખવાસ લઈ પછી હીંચકા પર આરામ કરતા. બપોરના ત્રણ વાગે ચા લેતા. ત્યારપછી ગામમાંથી કથાશ્રવણ કરવા વૈષ્ણવોનો સમૂહ આવતો, બેઠકનો હોલ વૈષ્ણવ સ્ત્રી પુરુષોથી ચિકાર ભરાઈ જતો. એક પારસી ગૃહસ્થ ઉત્સુકતાથી શ્રીસુબોધિનીજીનું શ્રવણ કરવા આવતા. એક સંન્યાસી પણ શ્રવણ કરવા આવતા. ચારથી છ વાગતાં, બે કલાક સુધી શ્રીસુબોધિનીજીના નિત્યનિયમપૂર્વક વ્યાખ્યાનથી રસમાં તલ્લીન થઈ જતા. સાંજના છ વાગે હવેલીએ દર્શન કરી પછી શ્રીમહાપ્રભુજીની બેઠકે

દર્શન કરવા જતા. ત્યાંથી દર્શન કરી ઘેર આવી જાય. ત્યાં ઠાકોરજીને શયનમાં ધરેલી પાતળ તૈયાર હોય તે પ્રસાદ લઈ લેતા. એટલામાં રાતના નવ વાગી જતા. ત્યારબાદ આખા દિવસના ખર્ચનો હિસાબ માણસ પાસેથી તપાસી લખાવી લેતા. લગભગ દસને આશરે પ્રભુસ્મરણ કરતા સૂઈ જતા. આ પ્રમાણે શ્રી શાસ્ત્રીજીનું જીવન ભગવન્મય હતું."

સંવત્ ૧૯૮૯ ની સાલમાં ભરૂચના વૈષ્ણવોએ તેમને માનપત્ર આપેલું તેનો નીચે આપેલો જરૂરી ભાગ દરેક વૈષ્ણવે જાણવા જેવો છે:

"આપનો એક ઉત્તમ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ, બાલ્યાવસ્થાથી જ આપનું ધાર્મિક શિક્ષણ, એક વખતે વિરલ ગણાતી અંગ્રેજી કેળવણીનો આપે લીધેલો લાભ, પશ્ચિમની સંસ્કૃતિથી અલિપ્ત રહીને પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો આચાર અને વિચાર દ્વારા આપે કરેલો સદાગ્રહ, સરકારી નોકરીમાં આપે મેળવેલું સન્માન અને નિવૃત્તિ-કાળમાં જન્મભૂમિમાં આવી પોતાની કુલપરંપરા તરફ આપે આપેલું લક્ષ: આ પ્રમાણેની આપના જીવનની રૂપ-રેખાનો વિચાર કરતાં અમને સાશ્ચર્ય આનંદ થાય છે અને આપના પ્રતિ અમારો આદર વધતો જાય છે.".......
"સંપ્રદાયનો ઇતિહાસ જણાવે છે કે સમ્પ્રદાય ઉપર જયારે જયારે વિપત્તિ આવી પડતી ત્યારે ત્યારે મહા-પુરુષોનો પ્રાદુર્ભાવ અવશ્ય થતો હતો. આ પ્રકારે જ શ્રી વિઠ્ઠલેશપ્રભુ, શ્રીગોકુલનાથજી, શ્રીપુરુષોત્તમજી અને પં.

ગટુલાલજી પોતે પોતાના સમયમાં વાદીઓના પ્રહારોને દૂર કરીને સમ્પ્રદાયની સેવા કરી ગયા છે તે જ પ્રમાણે આપ પણ વર્તમાનકાળમાં અનેક વાદીઓના આક્ષેપો દૂર કરી સમ્પ્રદાયની સેવા કરી રહ્યા છો. આપ સત્યવક્તા અને નિઃસ્પૃહ છો અને તેને પરિણામે કદાચિત આપની વાણીમાં કઠોરતાનો આભાસ જણાય, પણ આપના સહ-વાસથી અમને જણાય છે કે આપના હૃદયની મૃદુતા ખરેખર લોકોત્તર જ છે."

૧૯૩૪ ના એપ્રિલની ૯ મી તારીખે મુંબાઈના ટાઉન હૉલમાં કરસનદાસ મૂળજીભાઈની શતાબ્દી ઉજવવાની હતી તે વખતે આંગ્લભાષાવિશારદો અને ધુરંધર શાસ્ત્રી-ઓની લાયક મેદની વચ્ચે પ્રો. મગ્નલાલ શાસ્ત્રીએ 'શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાંતો' પર મનનીય અને સચોટ ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું. તે વ્યાખ્યાન પુષ્ટિમાર્ગના વિરોધીઓને પણ મહાત કરે તેવું હતું. આ વ્યાખ્યાન સાંભળી મુંબાઈ હાઇકોર્ટના વડા જજ્જ મિ. બોમોન્ટ જે પ્રમુખપદે હતા તેમણે શાસ્ત્રીજીનાં બહુ વખાણ કર્યાં હતાં.

આ વ્યાખ્યાન કરી ભરૂચ આવ્યા પછી શાસ્ત્રીજીને લાગ્યું કે હવે બારેક મહિનામાં કંઇક જીવનપલટો થશે, તેથી તેમણે દુનિયાદારીનું કામ આટોપી લેવા માંડયું અને વધારે સમય સાંપ્રદાયિક ગ્રંથોના પારાયણ પાછળ કાઢવા માંડયો. તેમને હજુ એક કુંવારી પુત્રીની ચિન્તા હતી. તેનાં લગ્ન પછી ૧૯૩૫ ના એપ્રિલ માસમાં લઈ લીધાં. ઘરની બધી વ્યવસ્થા કરી, તેમની આર્થિક સ્થિતિની વાત-

ચીત તેમના જમાઈઓ તથા પુત્રીઓ સાથે કરી, કસબી કોરનું એક રેશમી વસ્ત્ર તેમને પ્રસાદરૂપે શ્રીનાથદ્વારના નિત્યલીલાસ્થ તિલકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજ પાસેથી મળ્યું હતું તેનો ઉપયોગ તેમના મરણ સમયે કરવાની સૂચના કરીને આ પ્રમાણે જાણે ગામ જતા હોય તે પ્રમાણે તેમણે જીવનપલટા માટે તૈયારી કરી રાખી. તેટલામાં શ્રીનાથજીથી શ્રીદામોદરલાલજીના અનેક પત્રો અને તારો આવવાથી તેઓ ઉદેપુર ગયા. ત્યાં કામકાજ પતાવી વડોદરે પાછા ફર્યા. ત્યાં તેમની બંને પુત્રીઓને મળ્યા. બંને બેનોને સંપીને રહેવાની અને ભગવત્‌સેવા ચાલુ રાખવાની શિખામણ આપી, ત્યાંથી તે ભરૂચ આવ્યા. તેમને જીવનપલટો વધુ ને વધુ નજીક આવતો જણાયો. ત્યાં બધા વૈષ્ણવોને મળ્યા. હમેશ કરતાં વધુ સમય મંદિરમાં ગાળ્યો. ઘેર આવ્યા. ભાઈને ઘેર જમ્યા અને પોતાને ઘેર આવીને જે સ્થળમાં પોતે વાર્તા કરતા હતા ત્યાં જ શ્રીમહાપ્રભુજીના ચિત્રજીને નમસ્કાર કરીને સૂતા તે સૂતા જ.

આ પ્રમાણે તા. ૧૮–૭–૩૫ સં. ૧૯૯૧ ના આષાઢ વદ ૨ ગુરુવારના રોજ રાતના નવ વાગ્યે જીવનપલટો છેક નજીક આવી પહોંચ્યો. શાસ્ત્રીજીનું પ્રાણપંખેરુ ઊડી ગયું–દેહપિંજર પડી રહ્યું. શાસ્ત્રીજી ગ્રંથશેષ–કીર્તિશેષ થઈ ગયા. તેમનું જીવન જેટલું આડંબરશૂન્ય અને સરળ હતું તેટલું તેમને મૃત્યુ પણ મીઠું સાંપડયું. ન તો તેમણે કોઈની પાસે ચાકરી કરાવી કે ન તેમને કોઈ પ્રકારની

દેહયાતના વેઠવી પડી. આવું મીઠું મૃત્યુ, ખરેખર વિરલ હોય છે. તેમની પાછળ બે પુત્રીઓ અને દૌહિત્રો છે. તેમના શ્રીઠાકોરજી તેમના મોટા જામાતા પ્રો. ગોવિન્દલાલ ભટ્ટને માથે વિરાજે છે.

તેમના અંતિમ દિવસ સંબંધમાં એક ભાઈ એમ લખે છે કે "શ્રીમહાપ્રભુજીના બલ ઉપર શ્રદ્ધા રાખી, તેમના અને તેમના આત્મજોના ગ્રંથો તેમના પરોક્ષ ગુરૂપણા હેઠળ સ્વયંવિચારી–અભ્યાસ–કરી તુલના માટે અન્ય સર્વ માર્ગના પ્રાપ્ય ગ્રંથો મેળવી તેનો અભ્યાસ કરી સર્વ રીતે તૈયાર થઈ સમ્પ્રદાયની અપ્રતિમ સેવા જીવનની છેલ્લી ક્ષણ સુધી અર્પી, એ મહાન વ્યક્તિ ૧૯૯૧ ના અષાડ વદ ૨ તા. ૧૮–૭–૩૫ ના દિવસે સાંજે ૮ વાગ્યા સુધી ભરૂચની શ્રીવલ્લભાધીશજીની બેઠકે સાંપ્રદાયિક અનેક વાતો કરી સર્વને સૂચક જયશ્રીકૃષ્ણ કરી છૂટા પડી પોતાના મકાને ગયા હતા. અને એક જ કલાક બાદ રાત્રે નવ વાગે દેહત્યાગના સમાચાર સખેદ ભરૂચનિવાસી મિત્રો પાસેથી સાંભળતાં આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. દેહત્યાગ પછી પણ છેલ્લાં દર્શન કરતાં એમનું તેજ એટલું બધું વધી પડેલું જણાયું હતું કે ઝીલવું ભારે પડતું. જેવું ઉજ્જવલ જીવન જીવી જાણ્યું તેવો જ પ્રભાવશાલી દેહત્યાગ એ વિરલ હતો."

પ્રો. જેઠાલાલભાઈ લખે છે કે "શાસ્ત્રીજી એટલે સંપ્રદાયનો પ્રકાશ, સંપ્રદાયની શોભા, સંપ્રદાયની કીર્તિ, તેમણે સંપ્રદાય માટે સમસ્ત જીવન ઘસી નાખ્યું, એમ

કહેવું ખોટું નથી. દધીચિએ પોતાનાં અસ્થિઓ વૃત્રને આપ્યાં તેમ શાસ્ત્રીજીએ પોતાની આખી જીંદગી સંપ્રદાયને આપી દીધી. શાસ્ત્રીજીની ખોટ હમેશને માટે સાલશે. પણ તે ખોટ આંસુઓથી પૂરાશે નહિ." તેમના મૃત્યુના સમાચાર તેમના મિત્રવૃન્દ અને વૈષ્ણવ મંડળોમાં ફેલાતાં સમસ્ત હિન્દભરમાંથી અસંખ્ય તાર અને અસંખ્ય દિલસોજી-દર્શક પત્રો આવ્યા હતા.

ખેડાથી પ. ભ. વ્રજવલ્લભ શાસ્ત્રીજી વગેરે લખે છે કે "સંપ્રદાયના રહસ્યભરેલા તત્ત્વજ્ઞાનમાં તેઓ અદ્વિતીય હતા. શ્રીવલ્લભાધીશ્વર પ્રત્યેની અનન્યતા બહુ જ ઉચ્ચ પ્રકારની હતી."

કોટાથી વિદ્યાસુધાકર પંડિત શ્રીગોકુલદાસજી લખે છે કે—"શાસ્ત્રીજીને યહાં તા. ૩૧–૫–૩૧ કે રોજ એક મહતી સભામેં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન કિયા થા. વેદ-વાકયો દ્વારા શુદ્ધાદ્વૈત સિદ્ધાંત તથા પુષ્ટિમાર્ગકા અત્યંત ઉત્તમ પ્રકારસે પ્રતિપાદન કિયા. શાસ્ત્રીજીકો "શુદ્ધાદ્વૈત-વેદાંત–દિવાકર" પદવીસે વિભૂષિત કિયે ગયે."

વધારે પત્રો વાંચવાની જિજ્ઞાસાવાળા વાંચકોને શાસ્ત્રીજીના સ્મારક અંકનાં છેવટનાં પાનાં જોઇ જવા ભલામણ છે.

શાસ્ત્રીજી સાત્ત્વિક પ્રકૃતિવાળા અને સંપ્રદાય પ્રત્યે એકનિષ્ઠાવાળા હતા. તેમનું હૃદય ઘણું સરળ–સ્વચ્છ બિલોરી કાચ જેવું હતું. શાસ્ત્રીજી 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર'ના હિમાયતી હતા. પોતે એમ. એ. તેમ જ રોયલ

એશિયાટિક સોસાયટીના સભ્ય હોવા છતાં પોષાકનો ઠઠેરો તેમને પસંદ નહોતો.

'Dress & address are an index to success.' નીતિખેરખાંના આ આડંબરી સિદ્ધાંતને તેમણે ખોટો પાડયો હતો. "આજના ગ્રેજ્યુએટોની માફક હેટ, પાટલુન વીગેરે કોઈ પણ વખતે પહેરતા નહીં. કોલેજમાં જ્યારે જતા ત્યારે જરીની લાલ પાઘડી કાયમ ધારણ કરતા, ધોતીમાં બંડી ઉપર કોટ પહેરતા........" ટૂંકમાં "જેવી વાણી તેવું વર્તન" એ સૂત્ર તેમણે જીવનમાં ઉતાર્યું હતું. તેમને એકદમ પ્રખ્યાત થઈ જવાનો મોહ ન હતો. સમારંભો કે મેળાવડાઓમાં જતા તો તે માત્ર કોઇ ધુરંધર પંડિત આગળ પોતાની શંકા કે ગૂંચ રજૂ કરવા અથવા તો પોતાનું સપ્રમાણ મંતવ્ય સભામાં વાંચી સંભળાવવા.

શાસ્ત્રીજી પાખંડ અને પ્રપંચના કટ્ટર વિરોધી હતા. અને તેવા પ્રસંગે તેઓ દુર્વાસા બની જતા ખરા, પરંતુ તેમનો તે ક્રોધ લાંબો સમય ટકતો નહિ. "લોકોત્તર પુરુષોમાં આવો ક્રોધ સામાન્ય હોય છે. તે ક્ષણિક અને નૈમિત્તિક હોવાથી તિરસ્કરણીય નથી. પ્રભુ જેમ વિરુદ્ધ-ધર્માશ્રય છે તેમ મહાપુરુષોનાં ચરિત્ર પણ ઉભય (વિરુદ્ધ) ધર્મવાળાં હોય તેમાં આશ્ચર્ય શું ? તેમની આ ક્રોધયુક્તતા પણ મૃદુતાથી જ અંકિત હતી. તે રાગજન્ય નહોતી, તેથી રાજસી નહિ પણ સાત્ત્વિક જ હતી........મહાપુરુષોમાં તે હોય છે જ; જો તેમનામાં તે ન હોય તો સેવા કરી શકતા નથી. સેવાધર્મવાળાનું ચિત્ત વજ્રાદપિ કઠોર

જણાય. પરંતુ તેની અસર તેમના હૃદય પર બિલકુલ થતી નહિ."

તેમના નિત્યનિયમ સંબંધમાં એક શાસ્ત્રી લખે છે કે "ઘણાને મોંઢે સાંભળેલું કે તેઓ વર્ણાશ્રમને માનતા નથી. મહાપ્રસાદ લેતાં સ્નાનાદિકની જરૂર તેમને નથી પડતી. પરિચયથી જણાયું છે કે રેશમી મુગટો મંગાવી સ્નાન કરી, પહેરી, તિલક ચરણામૃત લઇ નિત્ય નિયમ પાઠાદિક પછી પ્રસાદ લેતા."

શાસ્ત્રીજીની ઉદારતા પણ અનુકરણીય હતી. પોતાનાં પુસ્તકો બીજાને વાંચવા આપવા માટે ઘણા મોટા માણસોને પણ અચકાતા જોયા છે. શાસ્ત્રીજી માટે તેમ ન હતું. અલાહાબાદ યુનિવર્સિટીનો એક રિસર્ચનો વિદ્યાર્થી તેમની પાસે આવેલો ત્યારે પોતાની પાસે જે પુસ્તકો હતાં તે તેને આપી તેના માર્ગદર્શક થયા હતા. બાકીનાં પુસ્તકો તેમણે તેમના મિત્રો પાસેથી મેળવી આપ્યાં હતાં. આ મદદ બદલ અલાહાબાદ યુનિવર્સિટીના રિસર્ચ ખાતા તરફથી અભિનંદન પત્ર મળ્યો હતો. "વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે" એ ન્યાયે તેમની વિદ્વત્તાની કદર ઘણાં સ્થળે થઈ હતી. અને તેમને ઘણાં સ્થળેથી ચંદ્રકો અને માનપત્રો મળ્યાં હતાં. વડોદરાના મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડે એમને ખાસ બોલાવી પુષ્ટિમાર્ગ વિશે પોતાની સમક્ષ બે ત્રણ ભાષણો કરાવ્યાં હતાં.

શાસ્ત્રીજીની સ્મરણશક્તિ બહુ સતેજ હતી. પોતે જે પુસ્તક વાંચી જાય કે વ્યાખ્યાન કરી જાય તે તેમને યાદ

રહેતું. દરેકની તે સારી બાજૂ જોતાઃ અંગ્રેજી કેળવણીના ભણતરમાંથી તેમણે નિયમિતતાનો ગુણ સારી રીતે કેળવ્યો હતો.

આવી મોટી માનસિક શક્તિવાળા ઘણા ખરા માણસો માંદલા કે માયકાંગલા જોવામાં આવે છે. પવનની એક સામાન્ય ઠંડી લહેરથી તેમનામાં શરદી ભરાઈ જાય છે. શાસ્ત્રીજી માટે તેમ ન હતું. મન સાથે તેમણે શરીરને પણ કેળવ્યું હતું. 'શાસ્ત્રીજીનું શરીર સુદૃઢ ભરાવદાર હતું. મુખ પણ તેજસ્વી અને પ્રભાવશાળી હતું.' વગેરે.

પ્રો. બળવંતરાય ઠાકોર તેમના સ્વભાવ માટે ઉલ્લેખ કરતાં કહે છે "શાસ્ત્રીજીના ચારિત્ર્યમાં અને સાદ્યંત જીવનવ્યવહારમાં કેટલાંક તત્ત્વો એવાં હતાં, એવી મક્કમતા અને અધર્મભીરુતા હતી, એવી સરળતા અને નિર્મળતા હતી, એવી ઋજુતા અને સાત્ત્વિકતા હતી, એવી નિઃસ્વાર્થતા અને વિનમ્રતા હતી, એવી કર્તવ્યનિષ્ઠા અને તપોમયતા હતી, એવી સાદાઈ અને શાંતિ હતી કે સામાન્ય વાણી એ કશાને જ ન્યાય આપી શકે નહિ."

શાસ્ત્રીજીના જ્ઞાન અને શિક્ષણ માટે બે મત હતા જ નહિ. શ્રીરણછોડદાસ પટવારી સાહેબ કહે છે કે "શ્રી-સુબોધિનીજીના અભ્યાસી તરીકે પુષ્ટિમાર્ગીય સાક્ષરોમાં અને પંડિતોમાં તેમનું સ્થાન અદ્વિતીય હતું તેમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી." તે સિવાય શાસ્ત્રીજી શાંકર-ભાષ્ય અને રામાનુજ ભાષ્યમાં નિપુણ હતા. મધ્વભાષ્ય અને નિંબાર્ક ભાષ્યનું તેમને સારું વાચન હતું. તે સિવાય

ન્યાય, સાંખ્ય, વૈશેષિક, પૂર્વ મીમાંસા અને આયુર્વેદનું પણ સારું જ્ઞાન હતું. તેમણે 'શાંકર અને વાલ્લભ ભાષ્યની તુલના' પર પણ એક મનનીય ભાષણ આપ્યું હતું. ને તે સાંભળનારા કહે છે કે એવું પાંડિત્ય અત્યારે દુર્લભ છે. વધારામાં તેમનો જ્યોતિષનો વિષય પણ સારો હતો. પોતે પોતાના વર્ષનું ફળ કુતૂહલની દૃષ્ટિએ જોતા અને સમજતા. અંતિમ વર્ષના જીવનપલટા સંબંધમાં પણ તેમણે આ રીતે જ જાણેલું. જ્ઞાનની ખરી કસોટી વિરોધી સૂત્રોમાંથી એકવાકયતા તારવવામાં હોય છે. ધર્મશાસ્ત્રોમાં ઘણાં સૂત્રો એવાં હોય છે કે જે પરસ્પર વિરોધી જણાય. તેમાંથી જે એકવાકયતા તારવે, તે સમર્થ શાસ્ત્રી ગણાય છે. પ્રો. શાસ્ત્રીમાં આ શક્તિ હતી. તે માટે પ્રો. ઠાકોર કહે છે કે "શુદ્ધાદ્વૈત ફીલસુફી, સાહિત્ય રાશિ, અને સ્મૃતિઓનું એમનું જ્ઞાન વિશાળ અને સંગીન; અન્યોન્ય વિરોધી અને પરસ્પર વિઘાતક શાસનોમાંથી પણ એકવાકયતા તારવવાની એમની ઝીણવટ અસાધારણ હતી."

આવું સંગીન જ્ઞાન ધરાવવા છતાં અને શ્રીમદાચાર્યચરણના કટ્ટર અનુયાયી હોવા છતાં તે પરમતસહિષ્ણુ હતા. શાંકર ભાષ્ય શીખવતી વેળા શાંકરવાદી અને શ્રીમધ્વાચાર્યનો દ્વૈતવાદ શીખવતી વેળા દ્વૈતવાદી થઈ જતા. તે અન્યમાર્ગીય ઘણા વિદ્વાનોના પરિચયમાં આવેલા હતા તેમ જ તેમના મિત્રમંડળમાં પારસી, મુસ્લિમ, વગેરે પણ હતા. પ્રો. સાંકળચંદભાઈ તેમના હૃદયની વિશાળતાનો દાખલો આપતાં લખે છે કે "જ્યારે ગીતાનું

પ્રવચન કરવા પ્રારંભ કરતા હતા, તે વખતે એક ખોજા ધર્મની બાઈએ આવી તેમને પૂછ્યું કે મારે આપનું પ્રવચન સાંભળવું છે. આપની પરવાનગી હોય તો આવું. તેમણે તે બાઈને પ્રવચન સાંભળવા રજા આપી. આ તેમનું કૃત્ય કોઈ પણ ધર્મપ્રત્યે તેમનું વિશાળ હૃદય બતાવે છે."

તેમનાં ભાષણો, પ્રવચનો કે વ્યાખ્યાનો ધાર્મિક, સરળ અને તાર્કિક (Logical) હતાં. વ્યાખ્યાન આપતી વખતે તેમનો અવાજ તેજસ્વી અને બુલન્દ જણાતો, અને ચર્ચા કરતી વખતે તેમની દલીલો સિંહગર્જના જેવી લાગતી. શાસ્ત્રાર્થ કરવા માટે પ્રો. શાસ્ત્રીને બલભદ્ર ભટ્ટ અને પદ્મનાભ પંડિત જેવાઓએ આહ્‌વાન આપેલાં અને તે આહ્‌વાનનો સ્વીકાર પણ થયેલો, પરંતુ પ્રો. શાસ્ત્રી સામે ટકી નહિ શકાય એમ તેમને લાગવાથી શાસ્ત્રાર્થ પડતા મુકાયા હતા. વળી પાટણના સ્માર્ત બ્રાહ્મણ મણિશંકર અયાચીને પણ શાસ્ત્રાર્થ કરવો હતો, પરંતુ પ્રો. શાસ્ત્રી તેમના મિત્રમંડળ સહિત પાટણમાં આવી પહોંચતાં જ એ મણિશંકરે શાસ્ત્રાર્થની સભા બંધ રખાવી હતી. સંપ્રદાયની આવી રક્ષા કરનારના આ બધા અપૂર્વ વિજય ગણાય. વૈષ્ણવ પરિષદની પ્રવૃત્તિ ચાલુ કરનાર અને તેને નભાવી રાખનાર પ્રો. શાસ્ત્રી મુખ્યત્વે હતા. તેમની તે પ્રવૃત્તિથી વૈષ્ણવ વર્ગ અને ગો. મહારાજો જાગ્રત થયા, ને શિક્ષિતવર્ગ સંપ્રદાયમાં રસ લેવા લાગ્યો.

# શાસ્ત્રીજીની ગુજરાતી ભાષા

શાસ્ત્રીજીની ભાષા એટલે સાક્ષર ભાષા. તેમનું ગુજરાતી એટલે માત્ર સંસ્કૃતનું પ્રત્યયાન્તર અથવા ધુરંધર શાસ્ત્રીઓની સંસ્કૃત શબ્દો અને લાંબા પહોળા સમાસોથી ભરચક ભાષા. તેમનું લખાણ વિદ્વદ્ભોગ્ય હતું—સામાન્ય જનતા માટે નહિ. તેમની ભાષા વિશે શ્રી નાનુલાલ ગાંધી કહે છે કે "શાસ્ત્રીજીની ભાષા લેખક અને વક્તા તરીકે તદ્દન જુદા પ્રકારની જ હતી. લેખક તરીકે પોતાના લેખોમાં તે સંસ્કૃત શબ્દો અને સમાસોનો પણ બહુ ઉપયોગ કરતા તેથી તેમના લેખો સામાન્ય વૈષ્ણવો અને થોડું ઘણું સંસ્કૃત ભણેલા વૈષ્ણવો પણ સમજી ન શકે તેવા છે. વક્તા તરીકે તેમની ભાષા ઘણી જ સરળ હતી. અભણમાં અભણ શ્રોતા પણ માર્ગનાં સૂક્ષ્મ તત્ત્વો પણ તેમના ભાષણથી સમજી શકે તેવી સરલ ભાષાનો તે ભાષણમાં ઉપયોગ કરતા, અને એવી છટાથી ભાષણ આપતા કે શ્રોતાઓ તેમનું ભાષણ પૂરું થાય ત્યાંસુધી અથવા પોતાની મગજ શક્તિનો ક્ષય થાય ત્યાંસુધી ભાષણ એક ચિત્તથી સાંભળતા. તેમનાં ભાષણોમાં જે ભાષા તે વાપરતા તેવી જ ભાષામાં તેમના લેખો તેમણે લખ્યા હોત તો વૈષ્ણવોને ઘણો વિશેષ લાભ થાત." શ્રીસુબોધિનીજીનો અનુવાદ યુગલગીત તેમની લેખન-ભાષાની સાક્ષી પૂરે છે. તેમણે મુદ્રાપિત કરેલ ગ્રંથો તથા લખેલ લેખોની યાદી આ પુસ્તિકાના અંતે આપવામાં આવી છે.

## સ્વાચાર્યભક્તિ

શાસ્ત્રીજી શ્રીમહાપ્રભુજીને સ્વાચાર્ય માનતા. તેમની સ્વાચાર્ય પ્રતિની ભક્તિ એટલી બધી અનુકરણીય હતી કે તે શ્રીગોસ્વામી બાળકોના હૃદયમાં પણ શ્રીમહાપ્રભુજી પ્રત્યેની ભક્તિ જગાડતી. શાસ્ત્રીજી કહેતા કે કોઇ પણ ગ્રંથમાં મને મુશ્કેલી જણાય અને તે ન સમજાય તો શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરી ફરીથી વાંચતાં તે મને સમજાઈ જતું. ખરેખર "શ્રદ્ધા સબકા મૂલ હૈ, શ્રદ્ધા બિના સબ ધૂલ હૈ." આ ઉપરથી સમજાય છે કે શ્રીદ્રોણાચાર્ય ગુરુનું પૂતળું બનાવી તેની પાસેથી એકલવ્ય જો ધનુર્વિદ્યા શીખ્યો હોય તો તે અસંભવિત નથી. શાસ્ત્રીજી નામસેવા અને રૂપસેવા બન્ને કરતા. મંદિરને લગતી એકેએક ઝીણામાં ઝીણી બાબતનું પણ તેમને જ્ઞાન હતું. કઇ ઋતુમાં શ્રીઠાકોરજીને કયાં વસ્ત્રો ધરાવવાં, કયા સમયે કઇ વધાઈઓ કે ધોળ ગાવાં: એ બાબતો પણ તે સારી રીતે જાણતા. શાસ્ત્રીજી વળી એ પણ ચોક્કસપણે માનતા કે સંપ્રદાય સમજવાનું પહેલું પગથિયું શ્રીઆચાર્યજીની કૃપા છે. તે વિના ગમે તેવો મોટો પંડિત હોય તોપણ તે રહસ્ય ન સમજી શકે. વ્યાખ્યાનપીઠેથી તે ઘણી વખત જણાવતા કે શ્રીવલ્લભાચાર્યજી જેવો કોઈ આચાર્ય નથી અને બ્રહ્મવાદ જેવો કોઈ વાદ નથી...." વગેરે. તેમનો એક જ આદેશ હતો અને તે એ કે—

"But leave not श्रीनाथजी and श्रीमहाप्रभुजी।"

શ્રીવસંતરામ શાસ્ત્રીને લખેલા એક પત્રમાં શાસ્ત્રીજી

લખે છે કે "પ્રભુની હું તે કૃપા માનું છું કે જેથી શ્રીમદાચાર્ય સમાન કોઈ નથી એ બુદ્ધિ સ્થિર રહે, અનન્યતા દઢ રહે, અને સમ્પ્રદાયનો હ્રાસ થતો રુદ્ધ થાય....સેવ્ય તો કેવલ શ્રીમદાચાર્યચરણ જ, ઇતર કોઈપણ નહિ, નહિ, નહિ." શાસ્ત્રીજી ટપાલ લખતા ત્યારે પ્રથમ જ "શ્રીવલ્લભ" લખી પછી શરૂઆત કરતા. વિદ્વદ્રત્ન ગો. શ્રી દીક્ષિતજી લખે છે કે "શાસ્ત્રીજીકી આચાર્યમેં ભક્તિ કિસ પ્રકારકી થી ?....મેરે હૃદયમેં સાંપ્રદાયિક પ્રવૃત્તિકા અંકુર યદિ વિકસિત હુવા હો તો ઉસી સમય હુવા ઔર શાસ્ત્રીજીકી સ્વાચાર્ય ભક્તિકા ભી પ્રત્યક્ષાવલોકન હુવા."

## ગો. બાળકો પ્રત્યેનો સ્નેહભાવ

અન્ય ગોસ્વામી બાળકો પ્રત્યે પણ શાસ્ત્રીજી સંપૂર્ણ સ્નેહ રાખતા. જોકે વખત આવે તેમને જે કૈં કહેવાનું હોય તે તડનું ફડ કહી નાખતા; પરંતુ તેથી તેમના વાત્સલ્યભાવમાં કદી પણ ખામી આવવા દેતા નહિ. એક વખત એક ગોસ્વામી બાળકે ચાર ઘોડાની ચોકડીમાં બેસી ફરવા જવાની ઇચ્છા બતાવી ત્યારે તેમણે ટકોર કરી કે વેદ, ગીતા, સૂત્ર અને શ્રીમદ્‌ભાગવતરૂપ ચોકડીમાં વિરાજશો, અર્થાત્ એ ચારેના સાહિત્યમાં નિપુણ થશો તો લોકોમાં તમારી વાહવાહ બોલાશે. એક વખતે તેમણે ગો. બાળકો પ્રત્યેની નિષ્ઠા માટે કહેલું કે "હું ગોસ્વામી બાળકોનો ઋણી છું. એક પાંચ વર્ષનું બાલક પણ મને મધ્યરાત્રિએ બોલાવે તો હું તે જ વખતે જઈ તેઓશ્રીના ચરણકમળમાં હાજર રહું. હું ગો. બાળકોનાં ચરણસ્પર્શ કરું છું અને

પધરામણી પણ કરું છું.” આમ તેમના પ્રત્યે આટલી બધી નિષ્ઠા હોવા છતાં તે પ્રેમલા ભગત કે અંધશ્રદ્ધાળુ નહોતા. કોઈપણ ગોસ્વામી બાળકનાં દર્શન કર્યા પછી ભોજન લેવું એવો શાસ્ત્રીજીનો એક વખતે નિયમ હતો, અને તે અમુક સમય સુધી પાળેલો; પરંતુ એક વખત એમ બન્યું કે એક ગો. બાળકને ત્યાં કોઈક પ્રસંગે મશહૂર નાયિકા ગોહરજાનનો નાચ હતો, અને તે પાર્ટીમાં હાજરી આપવાનું પ્રો. શાસ્ત્રીને નિમંત્રણ મળ્યું હતું. નિમંત્રણ જોતાં જ તેમના મુખમાંથી શબ્દો નીકળી પડચા કે “ગુરુ થઈને નાયિકાનું નૃત્ય જોવા બોલાવશે તો નાયિકાનું નૃત્ય જોવું નહિ એવો ઉપદેશ કોણ આપશે?” ત્યારથી ગોસ્વામી બાળકો પ્રત્યેની તેમની શ્રદ્ધા કાંઈક ઘટી. તે નિયમ તેમણે મૂકી દીધો, છતાં તેમના પ્રત્યે સદ્ભાવ અને સ્નેહભાવ તો પૂર્વવત્ ચાલુ જ રહ્યાં.

શાસ્ત્રીજીએ તેમનાં નાનાં પુત્રીના લગ્નપ્રસંગે દરેક ગો. બાલકોને પધરાવી ભેટ વગેરેથી સન્માન કરી ‘આ મારા દેવો છે’ તેવા ઉદ્ગાર કાઢી પોતાનો ભાવ વ્યક્ત કર્યો હતો. વળી કોઈ સભાના પ્રમુખસ્થાને ગો. બાળક હોય તો પોતે ઊભા થઈ તેમને “શ્રીમદ્વલ્લભરાજકુમાર સભાપતિ મહોદય”થી સંબોધી ભાષણ કરતા. આવી તેમની વૈષ્ણવી ભાવના હતી.

ઘણી વખતે તેઓ ગો. બાળકોને કહેતા કે આપના પૂર્વજોના ગ્રંથોનું અધ્યયન કરો, પરિશીલન કરી તે મુજબ કૃતિમાં મૂકો, પછી બોલો ને વાતો કરો.

એક વખતે શ્રીનૃસિંહલાલજી મહારાજે 'History of Maharajas of Bombay' પુસ્તકનું અક્ષરશઃ ખંડન આંગ્લભાષામાં કરવાને પ્રો. મગનલાલ શાસ્ત્રીને કહ્યું. શાસ્ત્રીજીએ જવાબ આપ્યો કે "એમાં શ્રીમહાચાર્ય-ચરણના સિદ્ધાન્તવિષયક જે ભાગ છે તેનું તો નિરાકરણ હું આપની આજ્ઞાને અધીન થઈ સદ્ય જ કરી આપું છું; પરંતુ આચાર વિષયક જે સમીક્ષા થયેલી છે તેનું ખંડન તો આપશ્રીનો વર્ગ આદર્શ સદાચારનું પરિપાલન કરે ત્યારે જ થઈ શકે." શાસ્ત્રીજીનો પ્રત્યુત્તર ખરેખર સચોટ અને હૃદયસ્પર્શી હતો.

ગીતા, ભાગવત અને સામ્પ્રદાયિક ગ્રંથો–પ્રતિપાદિત અનન્યત્વ તે તો શાસ્ત્રીજીની ગળથૂથી હતી. "વર વિઠ્ઠલને વરીએજી" તે સૂત્ર અનુસાર "रसो वै सः" પરમતત્ત્વને જ ભગવાન્ માનતા. તેની ભક્તિમાં અડગ શ્રદ્ધા હતી. અન્યાશ્રયનો ગંધ પણ નહોતો! તેવો એ અનન્યતાનો આદર્શ આ બધા સદ્ગુણોમાં કલગીરૂપે હતો. ગમે તેમ થઈ જાય પરંતુ અન્યાશ્રય તો ન જ કરવો તેમ તે માનતા. તેમનાં પત્નીની માંદગી પ્રસંગે માનતા રાખવાનું કોઈ તરફથી કહેવામાં આવ્યું. શાસ્ત્રીજીને તે વાત ન રુચી. ભલે થવાનું હોય તે થાય પણ અન્યાશ્રય તો થાય જ કેમ? શાસ્ત્રીજી પોતાના વિચારોમાં મક્કમ રહ્યા. માનતા ન રાખી, અન્યાશ્રય ન જ કર્યો. તેમણે ભગવત્પીઠિકાનું ભાષાંતર "પુષ્ટિભક્તિસુધા"ના વર્ષ બીજાના અંક પહેલામાં છપાવેલું તેમાં પણ પોતાની નીચે પ્રમાણે નોટ મૂકી છેઃ—

"ભગવત્પ્રાપ્તિને અર્થે પણ કાત્યાયનીવ્રત કરવામાં કુમારિકાને અન્યાશ્રય દોષ પ્રાપ્ત થયો અને તેઓનું અનન્ય વ્રત વિનષ્ટ થવાથી તેઓ મર્યાદા લેખાયાં; તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ અન્યાશ્રયનો તો સર્વથા પરિત્યાગ જ કરવો...."

તેમનાં મોટાં પુત્રીના લગ્નપ્રસંગે તેમણે લગ્નક્રિયા એવી રીતે ઊજવી કે બિલકુલ અન્યાશ્રય કરવો ન પડે. તેમના અન્યાશ્રય સંબંધમાં એક વૈષ્ણવ લખે છે કે "એક વખત સહકુટુંબ ભરુચ ગયેલા અને શાસ્ત્રીજીના ત્યાં ઉતરેલા. પ્રસંગવશાત્ મારાં માતુશ્રી પ્રદોષ કરતાં. અને તે દિવસે પ્રદોષ આવતાં સાધારણ રીતે મારાં દાદીમાએ શાસ્ત્રીજીને શિવમંદિર સંબંધી દર્શનાર્થે જવા પૂછયું. પછી તો પૂછવાનું જ શું ? શાસ્ત્રીજીનો ઉપદેશ શરૂ થયો. અન્યાશ્રય માટે સખ્ત ટીકા કરી અને ગુસ્સાના આવેશમાં ખૂબ કહ્યું, પણ શામાટે ? એક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ અન્યાશ્રય કરે તે દોષથી મુક્ત કરાવવા માટે." તેથી વળી વધારે જ્વલંત દૃષ્ટાંત તો તેમની જ્ઞાતિના સુવર્ણમહોત્સવ પ્રસંગે પ્રમુખપદેનું છે. એક વખત અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં તેમની ઔદીચ્ય ટોળકિયા જ્ઞાતિનો સુવર્ણમહોત્સવ ઊજવવાનો હતો. શાસ્ત્રીજી પ્રમુખપદે હતા. શાસ્ત્રીજીના આવતા પહેલાં શ્રીકૃષ્ણની છબી સાથે શ્રીશંકરાચાર્યજીની છબી પણ મુકાઈ હતી. સ્મિતવદને ધીમા પણ અડગ ડગલે સભાસ્થાનમાં દાખલ થયા. વ્યાસપીઠ પર ચઢતાં જ પુષ્પહાર લઈ શ્રીકૃષ્ણની છબીને પહેરાવી દીધી. શાંકરવાદી ઔદીચ્યો ખળભળી ઊઠયા. સભામાં શોરબકોર વધી

પડ્યો. શાસ્ત્રીજીને માફી માગવાનું કહેવામાં આવ્યું. પરંતુ જાણે કે બન્યું જ ન હોય તેમ શાસ્ત્રીજીએ શાન્ત પણ નીડર અવાજે જવાબ આપ્યો કે "એક વર્યો શ્રીગોપીજન-વલ્લભ, નહિ સ્વામી બીજો.' એમના સિવાય બીજા કોઈની સ્પૃહા રાખતો નથી અને માફી માગવા લેશભાર પણ પરવા રાખતો નથી." આ તેમનો અનન્યતાનો આદર્શ ! આ તેમની સાચી નીડરતા. જવાબ સાંભળતાં જ બધા સભાજનો ઠંડા થઈ ગયા. તુલસીદાસ કવિ રામભક્ત હતા, રામસ્વરૂપ પ્રભુને જ નમન કરતા. પ્રભુ બીજા કોઈ પણ સ્વરૂપે હાજર થાય તો ઝટ કહી દે: "તુલસી મસ્તક જબ નમે, ધનુષ બાણ લો હાથ;" અને પ્રભુને ધનુષ બાણ હાથમાં લઈ રામસ્વરૂપે હાજર થવું જ પડે. અન્ય સ્વરૂપને નહિ નમવાના તુલસીદાસ કવિના આ આદર્શ સાથે શાસ્ત્રીજીની અનન્યતાને સરખાવી શકાય.

આ જ્ઞાતિજનોએ જ સંવત્ ૧૯૮૮માં તેમને એક માનપત્ર સમર્પણ કર્યું. તેમના માનપત્રમાં વંચાય છે કે 'જ્ઞાતિના શ્રેયસૂચિંતન પ્રસંગે પણ આપે જે વિચાર ઔચિત્ય અને કાર્યોત્સાહ દાખવ્યાં છે તે અમે કેમ ભૂલીશું ? જ્ઞાતિવરા, સ્ત્રીકેળવણી અને સ્ત્રીસ્વાતંત્ર્ય, લગ્ન અને ધર્મ ઇત્યાદિ અનેક મહત્ત્વના તેમ જ ઉપકારક વિષયો વિષે જે ઉન્નત અને ઉદાર વિચારો આપે સમાજના સુવર્ણ-મહોત્સવ સમયે પ્રમુખપદેથી દાખવ્યા છે તેની સિદ્ધિ આપણા સમાજમાં સત્વર થાય એવા અભિલાષ અમે સેવી રહ્યા છીએ.'

## વૈષ્ણવોના હક

વૈષ્ણવોના હક સંબંધમાં શાસ્ત્રીજી સ્પષ્ટ કહેતા હતા કે "આપણે આચાર્યોના ગુલામ નથી. આચાર્યો પ્રતિ આપણા પણ કેટલાક હક છે. આચાર્યોના યોગ્ય ધાર્મિક ખર્ચોમાં આપણે તેમને મદદ કરવી જોઈએ, પરંતુ આચાર્યો પાસે સદુપદેશ માગવાનો આપણને હક છે, એ આપણે ભૂલવાનું નથી. આચાર્યોનું કામ પારકે પૈસે રમવા ખેલવાનું નથી........"

## ઉપસંહાર

રા. પટવારી સાહેબ લખે છે કે "સાંપ્રદાયિક જ્ઞાનમાં વૃદ્ધિ કરવી અને જ્યારે પ્રસંગ આવે ત્યારે તેનો લાભ બીજાઓને આપવો તે શાસ્ત્રીજીનું મહાસૂત્ર હતું. તેમના જીવનમાં વિદ્યાર્થી તરીકેનું જીવન ગાળી તેમણે વિદ્યાનું અને સાંપ્રદાયિક સિદ્ધાંતોના ઉપદેશનું દાન તંદુરસ્તીના જોખમે કર્યું હતું."

જન્મની સાર્થકતા માટે શ્રીહરિરાયજી કહે છે કે—

**नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।**
**नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥**

અર્થાત્ 'જેણે શ્રીવલ્લભાધીશનો આશ્રય નથી કર્યો, શ્રીસુબોધિનીજી સાથે પરિચય નથી સાધ્યો કે શ્રીરાધિકા-નાથ—કૃષ્ણની ભક્તિ નથી કરી તેનો જન્મ વૃથા છે.' આ દૃષ્ટિએ પ્રો. શાસ્ત્રીજીના જીવનની યથાર્થતા તપાસતાં પ્રો. શાસ્ત્રીજીમાં આ ત્રણે વસ્તુઓ હતી. તેઓ શ્રીવલ્લભાધીશના ચુસ્ત અનુયાયી હતા. તેમના આશ્રય સિવાય બીજાનો

આશ્રય તેમને બિલકુલ ગમતો નહતો. તેઓ શ્રીસુબોધિનીજી અને શ્રીઅણુભાષ્યમાં એક્કા હતા. સાંપ્રદાયિક પંડિતોમાં બિનહરીફ હતા. અને ત્રીજું પ્રભુમાં પરમભાવવાળા હતા. તેથી તેમનું જીવન સંપૂર્ણ રીતે સફળ ગણી શકાય. શ્રી. હિંમતલાલ અંજારિયા લખે છે કે "પ્રવાહમાં તણાયાને બદલે તે પ્રવાહના તટ ઉપર ઉભા રહી, તે બધી પ્રવૃત્તિ અને પ્રવાહની સૂક્ષ્મદષ્ટિથી નિરીક્ષા અને પરીક્ષા કરી એ બધાથી પર છતાં એ બધામાં ઓતપ્રોત જેવા બની અલગ, અડગ અને મનનપરાયણ રહી પોતાના લેખન અને મનન મારફતે જગતને ઉપકારક બને એવું 'સાક્ષર-જીવન' ગાળનારાઓની આપણને બહુ જરૂર છે........અને સ્વ. મગ્નલાલ શાસ્ત્રી પણ અમુક અંશે 'સાક્ષર–જીવન' જ જીવી ગયા છે...."

તેમનામાં રહેલો અનન્યતાનો આદર્શ, તિલક વિના બહાર ન નીકળવાની ટેવ, આંગ્લભાષા ભણવા છતાં હિંદુ વૈષ્ણવને છાજતો પહેરવેશ અને 'વિદ્યા આપવાથી જ વધે' એ સૂત્રાનુસાર એક પાઈની પણ ઇચ્છા રાખ્યા વિના સાંપ્રદાયિક સાહિત્યના મુદ્રણ અને પ્રચાર માટે ધગશ: દરેક વૈષ્ણવને માટે અનુકરણીય છે, જીવનમાં ઉતારવાને યોગ્ય છે.

સામ્પ્રદાયિક ગ્રંથોનું પ્રકાશન કરી, ગ્રંથોના વાચનનો લાભ વૈષ્ણવ જનતાને આપવા શ્રી પુરુષોત્તમ મંડળ સ્થાપીને, શ્રી વૈષ્ણવ પરિષદ્ ચાલુ કરી તેનાં છ સાત અધિવેશનો ભરીને, અનેક વૈષ્ણવો અને મિત્રોને શ્રીઅણુભાષ્ય તથા

શ્રીસુબોધિનીજીના ગ્રંથો સમજાવીને, સિદ્ધાંતોનો પ્રચાર ભાષણો-વ્યાખ્યાનો દ્વારા કરી, પ્રહાર કરવા આવનાર વિરોધીઓ સામે 'આહ્‌વાનના અંગીકાર'ની સિંહગર્જના કરી, પુષ્ટિભક્તિસુધા અને પુષ્ટિસુધા માસિકોમાં સાંપ્રદાયિક પ્રાણવાન્ સાહિત્ય લખી, શિક્ષિત જનતાને અને ગો. બાળકોને જાગ્રત કરી, સંપ્રદાયમાં અજબ જાગૃતિ લાવવા પ્રાણસંચાર કરી, સચ્ચિદાનંદી બનાવવા પ્રો. શાસ્ત્રીજીએ તનતોડ અને જરજોડ મહેનત ઉઠાવી છે. સમ્પ્રદાયમાં અત્યારે જે બધા કાર્યકર્તાઓ છે તે એક કે બીજી રીતે શાસ્ત્રીજીના શિષ્યો જ છે. તેમનું શિષ્યમંડળ બહુ વિશાળ છે. તેટલા જ માટે છેલ્લાં ૫૦ વર્ષના સમયને જો આપણે 'શાસ્ત્રિ-યુગ' કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.

ડભોઈના જીવણલાલ જોશીના શબ્દોમાં મૂકતાં 'બ્હોળું જ્ઞાન, કૃપામાર્ગ પ્રતિ અપ્રતિમ પ્રેમ, કમનીય મનોબળ, દૃઢભક્તિ, સમદૃષ્ટિ, સાચો ટેક, દીન પ્રતિ દીનતાઃ આ બધાંએ લાક્ષણિક લક્ષણો એક વિરલ તાદૃશી જનના જેવાં દીઠે દીસતાં હતાં, અનુભવે અનુભવી શકાતાં હતાં. ભક્ત તો ભક્તિસ્વરૂપ છે, માયા લેશમાત્ર પણ પીડતી નથી. હંમેશ ભક્તિરસમાં મગ્ન હોય છે. નામે પણ 'મગ્નલાલ'. ભક્તિ રસમાં મગ્ન થનાર ભગવદ્‌ભક્તોના લાડીલા! આવા સાંપ્રદાયિક મહાપુરુષનું કૈંક સ્મારક તો અવશ્ય થવું જ જોઈએ. તેમના સ્મારક તરીકે હાલ સંપ્રદાયમાં 'અનુગ્રહ' માસિક ચાલે છે અને તે 'પુષ્ટિભક્તિસુધા'ને પગલે ચાલી સાંપ્રદાયિક જૂના ગ્રંથોના પ્રકાશનનું કામ પણ કરે છે.

તેમના ગુણુજ્ઞ પટ્ટશિષ્યોએ તેમની પાછળ સ્મારક અંક કાઢી કૃતકૃત્યતા અનુભવી હોય તેમ જણાય છે, પરંતુ તે પૂરતું નથી. ભાઈ ચીમનલાલ વૈદ્યના શબ્દોમાં કહીએ તો '"(૧) વૈષ્ણુવપરિષદ્‌નું જાગૃતિભર્યું પુનરુત્થાન, (૨) ઉચ્ચકોટીનું સાંપ્રદાયિક પત્ર, (૩) સાંપ્રદાયિક સાહિત્ય-પ્રવૃત્તિ, (૪) પાઠશાળાઓ ખોલવી, કીર્તન સેવા તથા સ્વરૂપ સેવા વિશેની પ્રવૃત્તિ કરવી. (૫) શ્રી મહાપ્રભુજી તથા બીજા આચાર્યો, ભક્તો કવિઓ વગેરેનાં યથાસ્થિત ઐતિહાસિક દૃષ્ટિએ જીવન પ્રકટ કરવાં,* (૬) મંદિરોમાં જ્યાં જરૂર હોય ત્યાં સુધારો કરવો.' આટલું કાર્ય યથાશક્ય થાય તો સંપ્રદાયે શાસ્ત્રીજીનું સ્મારક યથાર્થ કર્યું કહેવાય."

वपुरेव तिरोहितं भवेद् गुणिनां
किन्तु गुणाः स्फुरन्ति ते ।
पतितेऽपि सुचन्दनद्रुमे
न कदा गच्छति तस्य सौरभः ॥

[ भद्रशंकर शास्त्री ]

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

---

* શ્રી મોડાસા વૈષ્ણુવ મંડળ આ દિશામાં શક્ય પ્રયત્ન કરી રહ્યું છે.

# પરિશિષ્ટ ૧

શાસ્ત્રીજીએ ઘણાં ભાષણો કર્યાં છે. તેમાં મુખ્યત્વે નીચે પ્રમાણે છેઃ

સ્થળ : મુંબાઈ

| | |
|---|---|
| ૧. શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્યોત્સવ ઉપર | શ્રી સાતસ્વરૂપ હવેલી<br>શ્રી ભાટિયા મહાજન વાડીનો હૉલ અને ટાઉનહૉલમાં બે વખત. |
| ૨. શ્રીગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથજીનો પ્રાકટ્યોત્સવ | કૃષ્ણનિવાસ, માધવબાગ<br>શ્રીલાલબાવાનું મંદિર. |
| ૩. શ્રીપુરુષોત્તમજી પ્રાકટ્યોત્સવ નિમિત્તે | માધવબાગમાં બે વખત.<br>શ્રીપુરુષોત્તમ મંડળ તરફથી. |
| ૪. શાંકર અને વાલ્લભ ભાષ્યની તુલના | નરનારાયણનું મંદિર, માધવબાગ, ગુલાલવાડી, કેશવબાગ, લાલબાવાનું મંદિર અને મુલતાનીની વાડીમાં. |
| ૫. રસનિષ્પત્તિપ્રકાર ઉપર સ્વતંત્ર વ્યાખ્યાન | ભાટિયા મહાજન વાડીનો હૉલ. |

૬. तत्तु समन्वयात् એ સૂત્ર ઉપર.

૭. क्वेमाः स्त्रियो वनचरीः ઉપર.

—સ્મારક અંક પૃ. ૯૭ પરથી ઉદ્ધૃત

# પરિશિષ્ટ ૨

## પૂ. શાસ્ત્રીજીની નામસેવા

તેમણે રચેલા, સંપાદિત કરેલા સંપ્રદાયના ગ્રન્થોની યાદી:

(૧) ગાયત્રી ભાષ્યાદિ, સાત ટીકા અને ગુજરાતી ભાષાનુવાદ સહિત.

(૨) શ્રીમદ્ભગવદ્ગીતા, તત્ત્વદીપિકાદિ સહિત.

(૩) પાઠભેદ અને મતમતાંતર સહિત બ્રહ્મસૂત્ર.

(૪) બ્રહ્મસૂત્ર—અણુભાષ્ય, ઈચ્છારામ ભટ્ટકૃત પ્રદીપ ટીકા સાથે.

(૫) જૈમિનીસૂત્ર ભાવાર્થ પાદ ભાષ્ય.

(૬) ,, ,, ,, વિવરણ.

(૭) શ્રીમદ્ભાગવત સૂક્ષ્મ ટીકા—પ્રથમ શ્લોકદ્વય.

(૮) શ્રીમદ્ભાગવત દશમસ્કંધ શ્રી સુબોધિનીજીના જન્મપ્રકરણના પહેલા ચાર અધ્યાય સર્વ સામગ્રી સહિત.

(૯) શ્રીમદ્ભાગવત દશમસ્કંધ સુબોધિનીજી પ્રથમાધ્યાય ગુજરાતી અનુવાદ.

(૧૦) શ્રીમદ્ભાગવત સુબોધિની તામસ પ્રમાણ પ્રકરણ.

(૧૧) ,, ,, ,, ,, ,, પ્રકાશ.

(૧૨) વેણુગીત શ્રીસુબોધિની સર્વ સામગ્રી સહિત.

(૧૩) ,, ,, ગુજરાતી ભાષાંતર.

(૧૪) શ્રીગોપિકાગીત, ગુજરાતી અનુવાદ.

(૧૫) વેદસ્તુતિ સૂક્ષ્મ ટીકા, અનુવાદ સાથે.

(૧૬) પત્રાવલમ્બન.

(૧૭) શ્રીવલ્લભાષ્ટક ટીકા.

(૧૮) શ્રીસર્વોત્તમ સ્તોત્ર ટીકા.

(૧૯) પ્રસ્થાનરત્નાકર.

(૨૦) શુદ્ધાદ્વૈત—સિદ્ધાંતપ્રદીપ.

(૨૧) સ્મૃત્યર્થ.

(૨૨) અધિકરણસંગ્રહ નિર્ભયરામરચિત

(૨૩) શાંડિલ્ય ભક્તિસૂત્ર ભાષ્ય—મુરલીધરરચિત

(૨૪) શ્રીભાગવત દશમ સ્કંધ તામસ પ્રમેય પ્રકરણ સુબોધિની

(૨૫)શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધ તામસ પ્રમેય પ્રકરણ–પ્રકાશ

(૨૬) શ્રીમદ્ભાગવત તામસ સાધન પ્રકરણ

(૨૭) સુબોધિની યુગલગીત અનુવાદ સાથે

(૨૮) શ્રીયુગલગીત—ફક્ત ગુજરાતી અનુવાદ

(૨૯) શ્રી ભ્રમરગીત સુ. ગુ. અનુવાદ સાથે.

(૩૦) શ્રીભાગવત દશમસ્કંધ પ્રથમ જન્મ પ્રકરણ અને દ્વિતીય તામસ પ્રકરણ સુબોધિની કારિકા.

(૩૧) એ જ કારિકાનો અર્થ.

(૩૨) ષોડશ ગ્રંથો

(૩૩) ષોડશ ગ્રંથો કારિકા સાથે રાસ પંચાધ્યાયી, વેણુ–ગોપિકા–યુગલ ભ્રમરગીતના–સુબોધિની.

(૩૪) પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ, શ્રીગોકુલેશરચિત વિવૃત્તિ સહિત, ગુજરાતી ભાષાંતર સાથે.

(૩૫) મુરલીધરદાસ–વિરચિત શ્રીવલ્લભાચાર્યચરિત્ર ગુ. અનુવાદ સાથે.

(૩૬) An Examination of Sankara's Refutation of Sankhya theory.

## પરિશિષ્ટ ૩

"પુષ્ટિભક્તિ સુધા"માં પ્રસિદ્ધકરેલા ગ્રંથોઃ

(૧) શ્રીબ્રહ્મોપનિષદર્થસંગ્રહ, (૨) પ્રપંચવાદ, (૩) પ્રતિબિંબવાદ, (૪) સ્વવૃત્તિવાદ, (૫) વાદકથા, (૬) ભક્તિરસવાદ, (૭) વિગ્રહવાદ, (૮) પ્રપંચસંસારભેદ, (૯) ભેદાભેદસ્વરૂપનિર્ણય, (૧૦–૧૨) ખલાલપન, વિધ્વંસવાદ, (૧૩) મુક્તિતારતમ્ય, (૧૪) વૃત્રાસુર ચતુઃશ્લોકી, (૧૫)

શ્રીગુસાંઇજીના પત્રો, (૧૬) ચતુર્ભુજ સ્વરૂપ વિચાર, (૧૭) ભક્તિજીવન, (૧૮) શ્રીગુસાંઇજીના સેવાશ્લોક, (૧૯) શ્રીહરિરાયજીકૃત શ્રીગોકુલેશાષ્ટક, (૨૦) શ્રીગિરિધરાષ્ટક, (૨૧) શ્રીમુકુન્દરાયાષ્ટક, (૨૨) કાશીવાલા શ્રીજીવણુલાલજીકૃત શ્રીયમુનાષ્ટક, (૨૩) ચૌદરત્ન સ્તોત્ર, (૨૪) શ્રીમદ્વલ્લભાચાર્યનું ધ્યાન.

## પરિશિષ્ટ ૪

## શાસ્ત્રીજીના કેટલાક લેખોની યાદી

### अ 'પુષ્ટિસુધા'માં છપાયેલા લેખો

(૧) મારું પત્ર, (૨) શંકોત્તર, (૩) મોતીલાલભાઇને મારું પત્ર, (૪) વસંતરામને ઉત્તર, (૫) શ્રીવ્રજરત્નલાલજીની આજ્ઞાવિષયક પત્ર, (૬) ભક્તિમાર્ગમાં પ્રથમ શરણ કે લોકાદિત્યાગ? (૭) અસત્ય વક્તા કોણ? (૮) પાવડીયાં શબ્દની મીમાંસા, (૯) પુષ્ટિમાર્ગ અને શ્રાદ્ધ, (૧૦) શ્રીહરિરાયજી અને શ્રાદ્ધ, (૧૧) પુષ્ટિમાર્ગ અને યજ્ઞોપવીત, (૧૨) ભગવત્કથાનું શ્રવણ કોણે કરવું? (૧૩) નિઃસાધનતા, (૧૪) વસન્તપ્રપંચ, (૧૫) શ્રીમત્પ્રભુપ્રાકટ્યહેતુનિર્ણય, (૧૬) શ્રુતિગીતાતાત્પર્યપરિચય.

### ब 'પુષ્ટિભક્તિસુધા'ના ગુજરાતી લેખો

(૧) શ્રીસ્વામિનીપ્રાર્થના, (૨) રાધાપ્રાર્થના, (૩) ભક્તિમાર્ગમાં પુષ્ટિમાર્ગપણું, (૪) ભૂમિકા સાથે અણુભાષ્યના અનુવાદનો આદર્શ, (૫) બ્રહ્મસૂત્રનો અક્ષરાર્થ, (૬) અધિકરણસંગ્રહનો અનુવાદ, (૭) પૂર્વમીમાંસાકારિકા, (૮) ગીતાતાત્પર્ય, (૯) પુષ્ટિમાર્ગીય ચાર ચતુઃશ્લોકીઓ, (૧૦) ભાગવતશાસ્ત્રતાત્પર્ય, (૧૧) ભાગવતપીઠિકા પૃથક્કરણ, (૧૩) વિહંગાવલોકન, (૧૪) પરચૂરણ વ્યાખ્યાનો, (૧૫) હરિપ્રિયા, (૧૬) આર્ય અને આર્ત.

### क જયકૃષ્ણદાસ ગ્રંથમાળા

(૧) ન્યાસાદેશ, (૨) સિદ્ધાન્તરહસ્યપરિચાયક, (૩) વેદસ્તુતિ, (૪) શ્રીહરિરાયજીનો પ્રાકટ્યોત્સવ, (૫) શ્રીપુરુષોત્તમજીનો પ્રાકટ્યોત્સવ.

# અભિપ્રાયો

**ભાઇશ્રી ચિમનલાલ**

તમારૂં 'શ્રીવિઠ્ઠલેશપ્રભુ' નામનું પુસ્તક હું વાંચી ગયો છું. અને તે મને ઘણું જ ગમ્યું છે. શ્રીવિઠ્ઠલેશ પ્રભુ સંબંધી ઉપયોગી માહિતી સરળ અને રસિક શૈલીમાં તમે મૂકી શક્યા છો તે માટે હું તમને ધન્યવાદ આપું છું. શ્રી વૈશ્વાનર બાલગ્રન્થમાળાની તમારી યોજનાની હું સફળતા ઈચ્છું છું.

જેઠાલાલ ગો. શાહના
જયશ્રીકૃષ્ણ.

* * *

પુષ્ટિ સંપ્રદાયના પ્રખ્યાત પુરુષપ્રવરોના પ્રેરણાત્મક જીવન-ચરિત્રોની આધારભૂત ગ્રન્થમાળા શરૂ કરીને તમે સંપ્રદાયની એક મહત્ સેવા કરવા માંડી છે. તટસ્થો અને વિરોધીઓને પણ વાંચવી ગમે ને વાંચવી પડે એવી શાસ્ત્રીય પ્રમાણપુરઃસરની માહિતીભરી આ પુસ્તિકાઓ સમાજમાં લોકપ્રિય થશે ને સારો ફેલાવો પામશે એવી આશા રાખું છું. શ્રીગોપીનાથજીના જીવનચરિતમાં આપેલા લક્ષ્મી અને સત્યભામા જેવી સન્નારીઓના જીવનની સૌરભ ગમે તે દેશ અને કાલને ગૌરવ અર્પે તેવી છે. આવી જીવનઝરમર ખોબે ખોબે તમે વેર્યા કરો......

તા. ૨૧–૧૧–૩૯

રમણલાલ સોની

श्रीवल्लभ

# શ્રી વૈશ્વાનર બાલ ગ્રંથમાળા

**ઉદ્દેશ**—પુષ્ટિમાર્ગીય સાહિત્ય વાંચવામાં અભિરુચિ થાય એ હેતુથી પુષ્ટિમાર્ગીય આચાર્યો, કવિઓ વગેરેનાં જીવનચરિત્રો છૂટક છૂટક સાદી ભાષામાં લખીને બાલકો આગળ રજૂ કરવાં એ આ ગ્રંથમાળાનો ઉદ્દેશ છે.

**નિયમો**:—આ ગ્રંથમાળા પ્રગટ કરવા માટે આર્થિક સહાય નીચેના નિયમો પ્રમાણે લેવામાં આવશે.

(अ) કોઈ પણ એક વ્યક્તિ એક મણકો પ્રગટ કરવા માટેનું ખરચ આપી શકશે. એક મણકાના પ્રકટ કરવાનું ખર્ચ આશરે ૬૦) રૂપિયા છે.

(ब) આવી રીતે ખાનગી વ્યક્તિની સહાયથી પ્રકટ કરેલ મણકાની પ્રતો પૈકી ૧૦૦) નકલ સહાયકને આપવામાં આવશે.

(क) ૧૦૦) નકલો લેખકને તથા ૫૦) નકલો પ્રકાશકને આપવામાં આવશે.

(ड) આ ગ્રંથમાળાના લેખક તથા સહાયકને દરેક નવા પુસ્તકની એક એક પ્રત આપવામાં આવશે.

(इ) બાકીની નકલો લગભગ મૂળ કીંમતે (ખર્ચ ભેટ વગેરે બાદ કરતાં) વેચવામાં આવશે અને ઉત્પન્ન થયેલ રકમ ગ્રંથમાળા ખાતે જમા રાખવામાં આવશે.

(૧) તેવી રીતે ઉત્પન્ન થયેલ રકમમાંથી નવા પ્રકાશનનું કાર્ય કરવામાં આવશે.

(૨) સંજોગોવશાત્ ગ્રંથમાળાનું પ્રકાશન બંધ કરવામાં આવે તો ગ્રંથમાળા ખાતે જમા રહેલ બધી રકમ શ્રી કનૈયા પ્રભુ પુષ્ટિ० પુસ્તકાલય મોડાસાને અર્પણ કરવામાં આવશે.

(૩) આ ગ્રન્થમાળા ચાલે ત્યાંસુધી તેની વ્યવસ્થાની બધી જવાબદારી ચીમનલાલ મ. વૈદ્યને શિર છે.

(૪) સહાયકો પોતાના તરફથી પ્રકટ થયેલ મણકાનો હિસાબ જોવા હક્કદાર રહેશે.

(૫) દર વરસે ૪૦૦ થી ૫૦૦ પાનાનું સાહિત્ય જીવનચરિત્રો દ્વારા બહાર પડશે.

આ માલામાં નીચેનાં જીવનચરિત્રો સ્વીકારાયાં છે:

| | | |
|---|---|---|
| *(૧) શ્રીમહાપ્રભુજી | (૫) શ્રીરાધિકાજી | (૯) અલીખાન |
| *(૨) શ્રીગોપીનાથજી | (૬) આશકરણ | (૧૦) પરીક્ષિત |
| *(૩) શ્રીવિઠ્ઠલેશ પ્રભુ | (૭) નૃસિંહજી | (૧૧) પદ્મનાભદાસ |
| *(૪) શ્રીમગ્નલાલ શાસ્ત્રી | (૮) સૂરદાસજી | (૧૨) ગોપાલદાસ |

*પ્રકટ થઇ ચૂકયાં છે.

લિ. સેવક

ચીમનલાલ મ. વૈદ્યના જયશ્રીકૃષ્ણ

## લેખકનાં બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) | કૃષ્ણ કનૈયો ( ત્રીઅંકી નાટક ) | ૦–૬–૦ |
| (૨) | કાવ્ય કલિકા | ૦–૩–૦ |
| (૩) | શાસ્ત્રીજી મગનલાલનું જીવનદર્શન | ૦–૩–૦ |
| (4) | Test Papers in Algebra for Std. IV | 0–2–0 |
| (5) | Test Papers in Algebra for Std. V | 0–4–0 |
| (6) | Examination Types in Algebra for VI & VII | 0-12-0 |
| (7) | Examples in F. Y. A. Algebra | 0-12-0 |

મળવાનું સ્થળ,

**શ્રી પુરુષોત્તમદાસ છ. શાહ**
એમ. એ. એસ. ટી. સી.
મોડાસા ( એ. પી. રેલ્વે )